# પાત્ર શબ્દાવલિ

ઈન્દ્રશંકર રાવલ




વિચાર
ધાતુપાત્ર સંગ્રહાલય
વિચાર ટ્રસ્ટ, વાસણા ટોલનાકા,
અમદાવાદ-૫૫.

પ્રકાશક
સુરેન્દ્રભાઈ ચી. પટેલ
મૅનેજિંગ ટ્રસ્ટી.
'વિચાર' ટ્રસ્ટ–અમદાવાદ-૫૫.

પ્રકાશન સ્થળ
ધાતુપાત્ર સંગ્રહાલય,
ટોલનાકા પાસે, વાસણા, અમદાવાદ-૫૫.

સહાય
ગુજરાત રાજ્ય સાહિત્ય અકાદમીના
આર્થિક સહકારથી.

ગ્રંથકલા નિદર્શન
શૈલેષ મોદી

રેખા ચિત્રો
ભરત મેવાડા
ઈન્દ્રશંકર રાવલ
શૈલેષ મોદી

# આમુખ

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपात् तमहं वंन्दे परमानन्दम्माधवम् ॥

ઉપરના આધારે ભગવાનની મરજી વિના પાંદડુય ફરકતું નથી તેમ હું માનું છુ. એકવાર 'વિશાલા' માટે વાસણ લેવા શિહોર ગયો ને ત્યાં સુંદર નકશીવાળા લોટાને ભઠ્ઠીમાં ઓગાળતા જોયા, ત્યારથી મન દ્રવવા લાગ્યું અને જ્યોતીન્દ્ર જૈનની મદદથી 'વિચાર ધાતુપાત્ર સંગ્રહાલય'નો જન્મ થયો. ઘણી મુશ્કેલીઓમાં પણ છેલ્લા ચાર વર્ષથી ભારતનું એકમાત્ર ધાતુપાત્ર સંગ્રહાલય ચલાવવામાં નિમિત્ત બન્યા છીએ, તેમાં 'યોગક્ષેમ વહામ્યહમ્'ની રીતે મારા મિત્ર શ્રી મહિપતભાઈ કવિ દ્વારા પંડિત ઈંદ્રશંકર રાવલનો પરિચય થયો. તેમની ઈચ્છા અનુસાર 'પાત્ર શબ્દાવલિ' નામનુ પ્રથમ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં લખાયું તેમાં તેમણે અગાધ પ્રયત્ન કર્યો છે અને બને તેટલો ઊંડો અભ્યાસ કરી તેમણે ઘણી માહિતી અને જુદાં જુદા નામો મેળવ્યા છે.
બાર ગાઉએ બોલી બદલાય તે આધારે ગુજરાતમાં અને ભારતમાં પણ બાર ગાઉએ બોલીમાં ફેરફાર જોવા મળે છે પાત્રશબ્દાવલિમાં શ્રી ઈંદ્રશંકરભાઈએ પાત્રોનાં આ જુદાં જુદાં નામો એકત્રિત કર્યા છે. મને આશા છે કે આ ગ્રંથ ગુજરાત અને દેશ–વિદેશોના સંશોધકોને ઘણો ઉપયોગી થશે.
ગુજરાત સરકાર તરફથી પણ આ ગ્રંથને મદદ મળી છે. જે પ્રશંસનીય છે આ પુસ્તકમાં નામીઅનામી મદદકર્તાઓનો લેખક અને ટ્રસ્ટીમંડળ વતી હું હૃદયપૂર્વક આભાર માનું છું.
'પાત્ર શબ્દાવલિ' આપની સમક્ષ મૂકતાં હું અને ટ્રસ્ટીમંડળ આનંદ અનુભવીએ છીએ.

સુરેન્દ્રભાઈ સી. પટેલ
મેનેજિંગ ટ્રસ્ટી
'વિચાર'

# PREFACE

Working with metal has always been invested with a mystery The smelting of metal with fire, casting of vessels, of ritual objects, of jewellary and even today the process of shaping an object has ritualistic association In some of the primeval societies the blacksmiths forge is considered a sacred place and the blacksmith is seen as a shaman, a visionary who can penetrate into different worlds He is feared and respected for even a glance from his eyes can destroy a man

In the Indian tradition the properties of metal were associated with the planets which influenced our lives and just as we used precious stones to enhance the beneficial or subdue malevolent influences, we used metal in our everyday life for daily use or ritual purposes The metal craftsmen have always been greately respected for their knowledge of metals and their ability in handling the pure form of metal as well as alloys Over the years a range of vessels have been developed for different uses many of the shapes being derived from nature Even today amongst the tribals the gourd is still used for carrying water The Rathwas of Chota Udaipur use a gourd for their morning abolutions which is left hanging on the wall outside their dwelling place, while the same shape in brass is used for drinking water and other liquids Many of the metal shapes have been derived from ancient forms created in-clay and often the same shapes are found side by side in clay and in metal

Gujarat with its ancient cultural traditions which go back to Harappan culture has a number of shapes in metal which have a close affinity to the clay shapes of the Harappan period It also was open to a number of influences from other parts of the world which gave a greater variety and range in the forms used by different groups of people The discovery of stone guerns with a Scythian design, gives an indication that people migrated with their articles of every day use Even today different communities use different shapes which either are a part of their tradition or developed from their environment and way of life The single

ringed brass container with a narrow mouth is used by the Rabaris for milking, camels even today The vessel being hung around the neck, as the men milk the camels The open mouthed brass vessel for milking, with a spherical bottom is used by the Bharvads The flat plate food container *Dhanku*, with its elaborate domed cover used by the *Maldhans* of Kutch, is of Central Asian origin While the three legged Surmadani with bells beween the legs is used by the Baluchis and the tribes influenced by them from Iranian Baluchistan, parts of Afghanistan, Pakistani Baluchistan, Sind, Kutch and parts of Rajasthan The pagoda shaped inkwell which recreates the traditional structure of the *chorten* is expressive of the traditions of the Gujarat coast which developed a people open to trade with the outside world because of the strong Buddhist influence Thus the study of vessels opens up a whole range of new insights into the cultural history of a people

The Vechaar foundation's third publication, Patra Shabdawali prepared over the years by Shri Indrashanker Raval, the Research Officer of the Utensils Museum, is a fitting sequel to the scholary catalogue of museum prepared by Dr Jyotindra Jain The dictionary of names of the vessels in Gujarati is a unique attempt to understand the terms It is probably for the first time that a work on this nature has been carried out Indrashanker Raval is known the world over for his intimate and scholaraly knowledge of folk traditions of Gujarat and his help given unstintingly to scholars who have researched here Only a very small part of his knowledge of the traditions and folk lore of the people of Gujarat, is revealed in this unusual book

Mr Surendra Patel, the Managing Trustee of the Vechaar who is responsible for creating the Utensils Museum and the Vechaar Foundation is to be congratulated for providing Mr Raval with the oppertunity to carry out this work

JASLEEN DHAMIJA



1 પાળું

સર્જનહારે માનવને જન્મથી તો 'કરપાત્રી' બનાવ્યો હતો. એ હાથથી ખોબો કરી પાણી પીતો અને ખોબામાં જ ચીજવસ્તુઓ અહીં તહીં લઈ જતો-લાવતો.

પણ....જ્યારે ખોબામાં ન રહી શકે તેવી વસ્તુઓ હેરવવા ફેરવવાની જરૂર લાગી, જ્યારે ખોબાની જેમ વસ્તુને લાંબો વખત ભરીને રાખી મૂકવાની જરૂર લાગી ત્યારે તેણે આજુબાજુ જોયું. તરત જ તેની નજર પાંદડા ઉપર પડી, તેનું ભુંગળું બનાવી તેમાં તે ચીજ વસ્તુઓ લઈ જવા લાવવા લાગ્યો. પલાશપત્ર (ખાખરાનું પાન) તો તેને ઘણું ઉપયોગી લાગ્યું. તેમાં લીમડાની સળીઓ ભરાવી તેણે દ્રોણ (પડિયો) રચી કાઢયો. એ જ રીતે તેને હાથે બન્યાં પતરાવળાં. પત્રમાંથી બનાવેલું આ સાધન તે પાત્ર થયું. અને આ પાત્રથી તેનુ કામ ઘણી સારી રીતે ચાલવા લાગ્યું.

અચાનક તેની નજર તુંબડી ઉપર પડી, તેના કોટલામાંથી સુંદર વાસણ બની ગયું. તેમાં તે પાણી ભરી શકતો. બીજું પણ તેમાં સમાય તેવું ઘણું ઘણું ભરી શકાતું. વળી તેનો સુંદર કલામય ગોળ ઘાટ તેની આંખો અને હૃદયમાં વસી જાય તેવો હતો એટલે તે પાંદડાં-પત્રનાં પાત્રો કરતાં તુંબડા ઉપર વધારે હળી ગયો. તે વખતે તેનો શબ્દકોષ નાનો હતો. ઝાઝાં નામો હતાં નહીં, તે તો તુંબડાને પણ 'પાત્ર' કહેવા લાગ્યો.

વર્ષો વીતતાં ચાલ્યાં, તુંબડી ઊંધી નાખી તે પર માટી થાબડી, તેને પકવી લઈ તેનાં તે છાલિયાં શકોરાં બનાવવા લાગ્યો. તેને પણ તે પાત્ર કહેવા લાગ્યો

ચાકડો જડ્યો. પ્રથમ તે તુંબડાના ઘાટે વાસણ બનાવતો. કોટાબાજ કુદરત તુંબડાના અનેક ચિત્રવિચિત્ર ઘાટ બનાવતી તે બધાની તે નકલ કરતો. વળી નારિયેળ કે તેવાં ફળોનાં કાચલાંઓની પણ તે નકલ કરતો.
સર્જનહાર બનાવે તે ઘાટમાંથી તેણે મનગમતો ઘાટ પસંદ કરવાનો રહેતો તેને બદલે હવે તે પોતાના મનના તરંગ પ્રમાણે વાસણ રચી શકતો, વપરાશ વખતે તેને જોઈતી સગવડ કે નડતી અગવડ પ્રમાણે તે ફેરફાર કરીને અનેક નવા ઘાટ રચી કાઢતો. એમ અનેકાનેક આકારો જન્મ લેતા ગયા હવે તો તે પોતે જ સર્જક હતો.

છતાં, એ બધામાંથી નીપજતા સૌ કોઈ આકારના વાસણને તે 'પાત્ર' જ કહેતો. એમ એણે પોતાના આદિ સાથીદાર, પત્રમાંથી મળેલ 'પાત્ર' નામને અમર રાખ્યું તે હજી પણ એમ જ છે. હજી પણ વાસણ 'પાત્ર' કહેવાય છે. આમ જોઈએ તો પાત્ર એટલે a container જેમા કાંઈક ભરી શકાય તેવું સાધન, પણ કવિત્વ બુદ્ધિવાળા કલ્પનાશીલ માનવે તેની ઉપમા પરથી જ્યાં જ્યાં યોગ્યતા જોઈ ત્યાં ત્યાં પાત્ર શબ્દનો ઉપયોગ કર્યો છે

કોઈ જ્ઞાન, ધન કે ગુપ્તવિદ્યા બીજાને આપવી હોય તો જે માણસ તે પોતામાં સમાવી શકે, તેને પોતાનામાં ધારણ કરી શકે તેને પણ તેણે 'પાત્ર' કહ્યો અને જે ન કરી શકે તેને 'અપાત્ર' કહ્યો. આ માણસ અપાત્ર નીકળ્યો, અપાત્રે ધન ગયું, કુપાત્રે વિદ્યા ગઈ કહેવા લાગ્યો. મા-બાપની આશા-આકાંક્ષાને તૃપ્ત ન કરી શકનાર છોકરાંને મા-બાપ 'કપાતર' કહેવા લાગ્યાં.
ભવાઈ, નાટક કે સીનેમામાં પાઠ લેનારને પણ 'પાત્ર' કહ્યો, તે સારી રીતે કરી શકનારને તે 'પાત્ર' લીધું અને ભજવી બતાવ્યું કહે છે. એમ માનવે આસપાસના સંસારમાં ઘણે ઠેકાણે 'પાત્ર' શબ્દનો પ્રયોગ કર્યો છે. આજે વર્ષો અને યુગો વીતી ગયાં છે માનવની પ્રવૃત્તિ વધી છે, રીતભાત અને ટેવો વધી છે. એ બધાં માટે અનેક ઉપકરણોની જરૂર લાગે છે અને તેમ તેમ માનવ અનેકાનેક આકારનાં 'પાત્રો' ઘડ્યે જ જાય છે.
પાત્ર એ માનવબુદ્ધિનુ અદ્ભુત સર્જન છે એ માત્ર ચીજો ભરવાનુ સાધન રહ્યું નથી હવે માનવ પોતાની કલ્પનાના ઉડ્ડયનમા વળ લેતા અનેકાનેક આકારોને, પોતાની સર્જનશકિતને પોતાનાં આંગળાઓમાં અને સાધનોમાં વહેતી મૂકી અનેકાનેક આકારો રચે છે કેટલાંક વાસણો માત્ર પદાર્થ ભરવાની સગવડના સાધનની અર્થપૂર્ણ મર્યાદાની બહાર નીકળીને માત્ર સૌંદર્ય સૌંદર્યને ખાતર સૌંદર્યનું પાત્ર બની ગયાં છે અને તેમાંથી

વહેતા પેયને માત્ર પેય નહીં પણ કલ્પનાનો અમૃતરસ પીતો હોય તેમ તેનો ભોક્તા આનંદપૂર્વક વાપરે છે જ્યારે વાપરતો ન હોય ત્યારે તે વિચારે છે-કે અમુક 'પાત્ર' પોતાના સંગી તરીકે શોભશે કે કેમ ? સંસારનો સર્વથા ત્યાગ કરીને નીકળી પડેલો સાધુ પણ પોતાના હાથમાં કમંડલ પકડે છે ત્યારે તેની ચાલ ગૌરવવંતી બની જાય છે. વાસણ ખરીદતો ગૃહસ્થ એ પણ વિચારે છે કે અમુક પાત્ર પોતાના ઘરમાં અભરાઈ કે છાજલી પર, ખાટલા પાસે ઓશરીમાં, થાંભલા પાસે કે પટારા પર માંડમાં બેઠેલું કે પાણિયારે લાગમાં ગોઠવાએલું કેવું શોભશે, ઘરના મોભાને કેવુંક વધારશે. સગાંને ભેટ આપતાં તેનાથી સામાનુ મન કેવુંક કોળશે, એ બધા વિચારો તેના મનમાં સડસડાટ આવી જાય છે અને એ વિચારોની તરંગમાળા ચાલતી હોય ત્યારે તે ઘડીભર ખમચાઈને પણ વિચાર્યે જાય છે.
પાત્રનો સર્જક કારીગર પોતાના ગ્રાહકના મન પ્રદેશનો પાકો ભોમિયો હોય છે. પોતાના ગ્રાહકના મનના વહેણમાં પોતાનાં કલા, બુદ્ધિ, તર્ક, સૌંદર્યદૃષ્ટિ, કરકસર, અથાગ પરિશ્રમ વગેરે ઘોળીને તેમાંથી પાત્રનું સર્જન કરે છે.

એમ પાત્રના આજનો આકાર એ કોઈ એકાદ સર્જકના મનનો પરિપાક નથી. એનુ કલેવર એક માણસની માગથી નહીં પણ દરેક અગવડે આકાર બદલતી અને દરેક ટાણે નવી સગવડ ઊભી કરતી, અને છતાં સૌંદર્યની મરામત કરતી સતત ચાલતી પ્રક્રિયાનું મૂર્તિમંત સ્વરૂપ છે. જગત આખાના સર્જકે તો તુમડાં અને એવાં ફળોનાં કોટલાંઓના અનેકાનેક આકાર રચીને માનવને સોંપી દીધા હતા પણ માનવે તેમાં કેટલું બધું જોડ્યું ! અને તેને ક્યાંનો ક્યાં લઈ ગયો !
પાત્ર માનવની કેટલું બધું નજીક છે! દરેક પાત્રને એકની એક ક્રિયા માટે વર્ષોનાં વર્ષો અને સદીઓની સદીઓ સુધી એકજ રીતે વાપર્યા કરવાથી તેના નામનો શબ્દ જ કાને પડતાં કેટકેટલી કલ્પનાઓ સતેજ થાય છે !
ઋગ્વેદના ઋષિઓએ યજ્ઞ દ્વારા દેવતાઓને અર્પણ કરવા ઉત્તમોત્તમ રસોઈ તરીકે દૂધમાં રાંધેલા સુગંધીદાર, સ્વાદિષ્ટ ભાત-ચરુ-બનાવવાનું વિચાર્યું. તે પાત્ર તેમને એવું જોઈતુ હતું કે જેમાં દૂધ-પાક-ભાત (પાયસાન્ન)નાં સ્વાદ અને સુગંધ વગેરેને એક સરખાં જાળવી રાખવાની પાત્રતા હોય. અનેક મથામણને અંતે તેમણે જે પાત્રને એ માટે લાયક જાણ્યું તે પાત્રને એ સ્વરૂપે પહોંચાડતાં કેટકેટલા મેધાવી યાજ્ઞિકોએ, સુપચોએ, કાંસ્યકારોએ પોતાની શકિત કામે લગાડી હશે !

આ પાત્રને પણ તેમણે 'ચરુ' કહ્યું છે. ખરી રીતે તો 'ચરુ' એટલે દૂધમાં પકવેલા, હાથછડના અખંડ ચોખાનો મીઠો ભાત, જેનું નામ સાંભળતાં જ મોમાં પાણી છૂટે, નાક તેની સુગંધીની કલ્પના કરવા લાગે અને મનનું અંતસ્તલ લાલાયિત થઈ જાય એટલી બધી પ્રબળ અસર ધરાવતા પાત્રને પણ તેમણે ચરુ નામ આપ્યું. એમણે પાત્ર અને તેમાંના પદાર્થને એક ભાવે સાંકળી દીધાં. 'ચરુ' નામ સાભળતાં જ તે કાળના માનવોને તે કેટલું બધું મધુર લાગ્યું હશે!

વળી આગળ કહ્યું તેમ આ પાત્રની રચના અનેક અનુભવ અને ફેરફારોની પ્રક્રિયાને અંતે એવી થઇ છે કે તેમાં રાધેલો ખોરાક અદ્ભુત મીઠો લાગે. ચરુના તળિયે ધમધમતા અગ્નિનો ધુમાડો તેની ચારે બાજુથી પસાર થઈ સીધો જ ઉપર ચાલ્યો જાય, પાત્રમાં પ્રવેશ ન કરે અને એ રીતે અંદરની વાનગીનાં સ્વાદ અને સુગંધ જેવા ને તેવાં જળવાઈ રહે. વળી વાનગીની ગરમી પણ તેમાં જ ફર્યા કરે તેવી રચના હોવાથી ચોખાનો દરેક દાણો સરખો જ સીઝી રહે. જેવો તળિયાનો દાણો સીઝેલો હોય તેવો જ ઉપરનો દરેક દાણો સીઝેલો હોય, ઉપરાંત રસોઈ લાંબો સમય સુધી ગરમાગરમ ખાવા મળે.

આજે યજ્ઞો નથી, એ યાજ્ઞિકો નથી અને તે પુરોડાશ પણ નથી. છતાં આજે ચરુ છે. એ ચરુમાં આજે ખીચડી કે દાળ ઉકાળવામાં આવે છે, ચરુમાં રંધાએલી ખીચડીનો કે દાળનો સ્વાદ હજી પણ લોકો મોંમાં મમળાવે છે. અને કહે છે કે "ભાઈ, ચરુની ખીચડીનો સ્વાદ તો કાંઈ ઓર જ........" ખીચડીનાં જમણવાર નથી. મંગાળેથી ખીચડીના ચરુ ક્યારનાય ઊતરી ગયા છે. છતાં તેનાં સ્વાદ અને સુગંધ હજી પ્રજામાં ઘુમરાઈ રહ્યાં છે. ત્રણ ત્રણ હજાર વર્ષ પછી પણ આજે આ પાત્ર ભારતીયો સાથે એટલું સમરસ થઈ રહ્યું છે.

આવાં સેંકડો પાત્રો ભારતમાં છે જેની ઉપયોગિતા હજી પણ એક યા બીજા સ્વરૂપે ટકી રહી છે, જેના ઉપરની મમતા માનવજાતે હજી છોડી નથી. કેટલાંક પાત્રો તો એવાં છે કે—જેમ શુભ પ્રસંગે આપણે હઠ પકડીએ છીએ કે અમુક સગાં જોઇએ જ, એ વગર પ્રસંગ હોઈ જ ન શકે, તેમ શુભાશુભ વિધિવિધાનમાં અમુક ધાતુનું અમુક પાત્ર જોઇએ જ. તે વગર તે પ્રસંગ થઈ જ ન શકે એટલું અચળ સ્થાન એ પાત્રોએ પ્રાપ્ત કર્યું છે.

માણસના જીવનમાં અન્ન, વસ્ત્ર, આશરો અનિવાર્ય રીતે વળગી ગયાં છે. આજે આશરાને પણ સહેજ બાજુ પર ખસેડી દઇને તેની જગાએ વાસણો

ગોઠવાઈ ગયાં છે. અન્ન જોઈએ જ, વસ્ત્ર વગર ન ચાલે, તો વાસણ વગરની તો કલ્પના જ ન થઈ શકે, પછી ભલે આશરો હોય કે ન હોય.
માણસની હજારોને લાખો વર્ષોની ખેપમાં અનેક પાત્રો તેની પાસે આવતાં ગયાં, અને તેની સોડમાં ગોઠવાતાં ગયાં. તે સહુને પિછાનવા માણસે અનેકાનેક શબ્દો રચી કાઢયા છે. તે શબ્દોનો અહીં સંગ્રહ કર્યો છે.
માણસ જાતને સૌથી પહેલાં તૈયાર પાત્ર તુંબડીનુ મળ્યું હતું. તેના ઉપર થાગડીને તેણે કાચી માટીનાં વાસણો તૈયાર કરવા માંડયાં. આમ તો માણસ માટીના ગોળાને પકવીને તેનો ગોફણ વડે છૂટા મારવાના હથિયાર તરીકે ઉપયોગ કરતો હતો એટલે વાસણો પકવવાની કળા તો તેને જલદી હાથ ચડી ગઈ
હજી માણસને ચાકડો જડયો નહોતો, તે પહેલાં તો તેને તાંબું જડયુ હતું. છતા તે તેનો ઉપયોગ અચૂક ઘાત કરનાર તીક્ષ્ણ હથિયાર સિવાય બીજી કોઈ રીતે. કરતો નહોતો તે જાણતો નહોતો. તાંબાનો વાસણ તરીકે ઉપયોગ તો બહુ મોડો થયો. ત્યાં સુધી તો તેણે મૃણ્પાત્રોના અનેક ઘાટો રચ્યા અને રદ કર્યા અને નવા બનાવ્યા. જ્યારે ચાકડો આવ્યો ત્યારે તો આખી માનવ જાતની સુરત બદલાઈ ગઈ. ચારે બાજુ માટી જ માટી અને માટીનાં જ પાત્રો ફરી વળ્યાં.

તાંબાનાં પાત્રો બનવા શરૂ થઈ ગયાં હતાં પણ તે ધનવાનોનાં ઘરોમાં ને વૈભવવંત મહેલોમાં ગોઠવાયાં, આમવર્ગ તો માટીના જ પાત્રો રચતો રહ્યો. એના સૌથી જૂનાં લાલકાળી જાડી ઠીંકરીનાં ઠંડા પાણીને વધુ ઠંડાં કરી શકે અને ગરમ રસોઈની હૂંફ લાંબો સમય જાળવી શકે તેવાં પાત્રો ઘરેઘર શોભાવવા લાગ્યાં.
હરાપ્પા સંસ્કૃતિના ટીંબાઓના ઉત્ખનનમાં આપણને અનેકાનેક ઘાટનાં અને કદનાં વાસણો જોવા મળે છે. ઠેઠ અર્ધા ઇંચનું નાનું વાસણ પણ જોવા મળ્યું છે આ વાસણોના આકારો સુમેર પ્રદેશના તે કાળના ટીંબાઓમાં જોવા મળે છે. પણ તે પ્રદેશનાં વાસણો હરાપ્પીય ટીંબાઓમાં જડતાં નથી. એમ ભારતીય પાત્રોનુ સ્વતંત્ર વ્યકિતત્વ આજથી પોણા પાંચ હજાર વર્ષ પહેલાં હતું પછીથી આદાનપ્રદાનની પ્રક્રિયા ચાલી. ઠેઠ પરદેશથી ઈરાન, ઈરાક, મેસોપોટોમિયાથી મૃણ્પાત્રોના કસબીઓ પોતાનો કસબ બતાવી તે દ્વારા પોતાનું પેટિયું રળવા આ દેશના પશ્ચિમ કિનારે ઉતરી આવ્યા તેમણે તુંબડી જેવી પાતળી ઠીંકરીનાં અદ્ભુત વાસણો બનાવ્યો અને તે ઉપર જંગલમાં ઊગતાં કાચકાંની માળા ઘસીને કાચ જેવા લીસા,

ચકચકતાં, સુંદર, લાલ ચટક વાસણો બનાવી આપ્યાં. બૌદ્ધ સાધુના ભિક્ષાપાત્ર અને પાણીનાં પાત્રો તો તેનાં જ વપરાતાં થઈ ગએલાં

આ બધાં વાસણોએ આપણને જે પાત્ર-સમૃદ્ધિ આપી તેનાથી તો ભારતની ૮૦ ટકા વસ્તીનું કામ ચાલ્યું ગમે તેટલા ધનવાનના ઘરમાં વાસણો તો માટીનાં જ રહેતાં. હરપ્પીય ટીંબાઓમાં આજ વાત દેખાય છે. તે વખતે ધાતુવિદ્યા પૂર્ણકળાએ હતી અનેક મિશ્ર ધાતુઓ બની શકતી છતા વાસણો પર તો માટીનાં પાત્રોની જ પકડ લાંબા સમય સુધી રહી.

"ઠઠં ઠઠં ઠં ." રણકતાં પાત્રો તો રાજમહેલોમાં રહ્યા અને રાજ્યાભિષેક વખતે જ ચમકયાં. મોટાં જમણવારોમાં, જ્ઞાતિ સમ્મેલનો ને ભોજનોમાં મોટા પ્રમાણમાં રસોઈ બનાવવાનાં મોટાં પાત્રોની જરૂર પડતી તે બધી જરૂરિયાતો ફકત તાંબાનાં પાત્રો જ પૂરી કરતાં એમ નાનાં પાત્રો માટીનાં અને મોટાં પાત્રો તાંબાના વપરાતાં રહ્યાં. સામાન્ય ઘરોમાં ઘર-વપરાશ માટે ખાસ કરીને પાણી ભરી રાખવા મોટાં વાસણોની જરૂર પડતી તો તે માટીનાં જ બનતાં. એમ જીવનના હરેક પાસા ઉપર માટીનાં વાસણોનો આવડો મોટો વ્યાપ હોવા છતાં આકાર પ્રકારનું જેટલું વૈવિધ્ય ધાતુપાત્રોમાં મળે છે તેટલુ માટીનાં પાત્રોમાં મળતું નથી બહુ થોડા આકારોમા અને નકકી કરેલા ઉપયોગના વર્તુળમાં તે રમ્યા કર્યાં છે. માટીનાં 'શઠ્ઠા' ઓએ માનવજાતનો ઢસડબોલો જ કર્યો છે અને ધાતુપાત્રોએ અનેક નખરા કર્યાં છે આ કારણે દિવસરાત અનેકાનેક માટીનાં પાત્રોનું સર્જન વિસર્જન થયા કરે છે. જ્યારે ધાતુપાત્રોનું ઓછું થાય છે. સંખ્યાની દૃષ્ટિએ માટીના પાત્રો ઘણાં જન્મે છે, વૈવિધ્યની દૃષ્ટિએ ધાતુનાં પાત્રો

ખેર, આપણી આસપાસ ફરી વળેલી આ અનેકાનેક સ્વરૂપવંતી પાત્રોની મધુર સૃષ્ટિમાંથી તેમની પડખે જઈ, તેમની પિછાન કરી, મેં તેમનાં નામઠામ પૂછી લીધા છે, અને તે જ છે આ ... ......

"પાત્ર શબ્દાવલિ"

# અ

**અંગોળિયું**–ન. (ભાલ પ્રદેશ)
પાણી ઊનું કરવાનો દેગડો.

**અંઘોળિયું**–ન. (ભાલ પ્રદેશ)
પાણી ઊનું કરવાનો દેગડો.

**અછધારિયું**–ન.
(સં. અવિચ્છિન્ન ધારા પાત્ર કે અક્ષયધારા પાત્ર)
શિવલિંગ ઉપર સતત પાણી ટપકતું રહે તે માટે ટાંગવામાં આવતું તાંબાનું પાત્ર. જલાધારી તે પિત્તળ અને જર્મન સિલ્વરમાં પણ જોવા મળે છે. જૂજ કિસ્સામાં તે ચાંદીમાં પણ જોવા મળે છે.

**અટેછાણું**–ન. (કચ્છ)
લોટ ચાળવાની ચાળણી.

**અત્તરદાની**–સ્ત્રી.
અત્તર ભરવાની કુપ્પી. તેના ઢાંકણામાં અંદરના ભાગે રહે તે રીતે હાથ પર અત્તર લગાડવાની સળી બેસાડેલી હોય છે. અત્તરદાની પિત્તળ ચાંદી અને કાચની હોય છે

**અધવાલી**–સ્ત્રી. અનાજ માપવાનું સાધન. પાલીથી અર્ધું. અર્ધીપાલી.

**અધાલી**–સ્ત્રી. (કચ્છી)
અધવાલી.

**અફરધાન**–ન.
એક પ્રકારનું પારસીઓનું પવિત્ર અગ્નિ રાખવાનુ સાધન. આ સાધન મોટા ભાગે ઊભા ઘાટે પડઘીવાળું, કંકાવટીના ઘાટેઘાટ, વ્હાઈટ મેટલ, જર્મનસીલ્વર કે પોકરનું હોય છે.
તેના ઉપર છીબા જેવી એક તાસક મૂકવામાં આવે છે. આ તાસક તેની બહારની ધારના માપોમાપ હોય છે. તેના ઉપર રાખની ઢગલી કરી તેના ઉપર પવિત્ર આતશ મૂકવામાં આવે છે. આવાં



2 અછધારિયું

અફરઘાનિયાં અગિયારીમાં અને ઘરમાં પણ રાખવામાં આવે છે. અગિયારીનાં અરઘાનિયાં અઢીથી ત્રણ ફૂટ જેટલાં મોટાં હોય છે.

**અરઘિયું**—ન.
તાંબાનું ચમચા ઘાટનું સૂર્યને અર્ધ્ય આપવામાં સંધ્યા કરનારા બ્રાહ્મણો વાપરે છે તે સાધન.

**અલારી**—વિ. (હાલારી)
અલારી લોટો, હાલારી લોટો.

**અલાબુ**—ન.
તુંબડીનું વાસણ, અલાબુ પાત્ર.

**આખરિયો**—પુ. (દક્ષિણ ગુજરાત)
રોટલી વણવાની ગોળ પાટલી.
તે મોટે ભાગે લાકડાની હોય છે. ઉપરાંત તે પિત્તળ અને આરસપહાણની બનેલી પણ જોવા મળે છે.
આખળિયો—પુ. (સૌરાષ્ટ્ર)—પાણીનું માટલું રાખવાની પિત્તળની ત્રણપગી ઘોડી.

**આચમની**—સ્ત્રી.
પૂજા વખતે આચમન કરવા, સંકલ્પ મૂકવા કે દેવને નૈવેદ્ય ધરવાનું જળ કે દૂધ લેવાનું નાનું કડછી ઘાટનું સાધન. તેની દાંડીનો આકાર સામાન્યપણે ગાયના પુંછડાના ઘાટે હોય છે અને તદ્દન છેડે ગાયના પુંછડાના છેડે વાળનો ગુચ્છો હોય તેવો આકાર હોય છે. તે ઉપરાંત પોતાના ઇષ્ટદેવતા પ્રમાણે નાગ કે નાગદમન કરતા કૃષ્ણની મૂર્તિ હોય છે દક્ષિણ ભારતમાં તેમાં નાગ પર આરૂઢ ભગવાન કાર્તિકેય (સુબ્રમણ્યમ્ સ્વામિ )ની મૂર્તિ હોય છે. પાશુપત્તોની અસરવાળી આચમનીમાં ઉદ્દિપ્ત જનનેન્દ્રિયનો ઘાટ હોય છે.

**આડણી**—સ્ત્રી. (પૃથ્વી ચન્દ્ર ચરિત્ર—૧૪૭૮)
આખરિયો, પાટલી.



3 આચમની

ઇસ્કોતરો—પુ.
(પોટું–ઈસ્કોતરિયા) ઘરેણાં ભરવાની પિત્તળની કબર ઘાટના ઢાંકણાંવાળી પેટી અથવા જેમાં લખવાનો સામાન રાખવામાં આવે છે તેવી પેટી. પૈસા રાખવાના જુદાજુદા ખાનાંવાળો ગલ્લો, કેટલાક ઇસ્કોતરામાં પૈસા અને ચોપડા બન્ને રાખવાની ગોઠવણ હોય છે. અસલ ઈસ્કોતરા આવા પ્રકારના હતા અને તે મોટે ભાગે લાકડાના બનેલા રહેતા.

**ઉખરી દસ્તો**—પુ. દ્વ દ્વ (કચ્છી)
લોખંડ કે પિત્તળનો ખાંડણી-દસ્તો.


4 ઉતરડ

ઉખળ—પુ.
લાકડાનો ખાંડણિયો. ઉખળનુ બંધન આજ સાંભર્યું તે માટે ઝંપલાવ્યું રે–શામળિયા,
(પ્રેમાનંદકૃત–નાગદમન)

ઉતરડ—સ્ત્રી.
(સં. ઉત્ત, દેશ્ય–ઉત્તરિવિડિ અથવા ઉત્તિવડા)
ઘડા ઘાટનાં ત્રણ કે તેથી વધારે વાસણો ઉપરાછાપરી ગોઠવીને બનાવેલી રચના. આમાં ઉપર તરફ જતાં વાસણો ઉત્તરોત્તર નાનાં થતાં જાય છે. મોટે ભાગે માટીનાં વાસણો હોય. લગ્ન વખતે ચોરીની ચાર ઉતરડ બનાવાય છે. તેમાં પાંચ કે સાત વાસણ હોય છે. ઘણાં ઘરોમાં અનાજ, કઠોળ વગેરે ભરીને ઘરના અંધારા ભાગમાં ઉતરડ મૂકવામાં આવે છે. હજી પણ ગુજરાતી બારાખડી શીખવવાના ચાર્ટમાં ‘ઉ’ અક્ષરનો પરિચય કરાવવા ઉતરડનું ચિત્ર મુકાતું જોવામાં આવે છે.


5 ઉખળ

**ઉનામણું**—ન.
પાણી ગરમ કરવાનું તાંબાનું ચરૂ ઘાટનું પણ કડાં વગરનું સાધન.

**ઉલેચણું**—ન.
ભારે નકશી અથવા ખૂબ ઉપસાવેલી નકશીવાળો

પ્યાલો, જે એક વાસણમાંથી પાણી કાઢીને બીજા પ્યાલામાં પીરસવામાં વપરાય છે.

**ઓખરલો**–પુ. (કચ્છી)
મસાલો રાખવાનો લાકડાનો કઠોડો.

**ઓગણિયું**–ન. (ઉ. ગુ.)
ગાડાને ઉંગવાનાં (ઉંજવાનાં) ચીંથરાં રાખવાનું વાસણ.

**ઓથલાણું**–ન. (કચ્છી)
તવેથો.

**ઓરીસો**–પુ. (ઉ. ગુ.)
રોટલી વણવાની ગોળ પાટલી.



6 ઓગણિયું

# ક

**કચ્છા**–નિ.બ.વ. (પારસી)
ખાસ ઘાટનો સળંગ હાથાવાળો ચમચો

**કચુંબરી**–સ્ત્રી.
કોપરું કચુંબર વગેરે ખમણવાનુ સાધન, ખમણી.

**કચોરું**–ન.
કચોળું.

**કચોલડું**–ન.
કંકાવટી તરીકે વપરાતી ધાતુની કે લાકડાની પ્યાલી.

**કચોળું**–ન.
(સં. કચોલિકા ફા. કશ્કુલ) માથે નાખવાનું તેલ ભરવાનું છાલિયા ઘાટનું નાનું ધાતુનું કે લાકડાનું પાત્ર નીચે આછી પડઘીવાળું અથવા પડઘી વિનાનું અને કાંઈક ખરલના ઘાટનું કાચનું અથવા ધાતુનું માથાનું તેલ કાઢવાનું સાધન.
(રમ્યા કચોલિકા સ્થૂલાસ્ તારા ઈવ ઘનાજિરે
કાલિકાપુરાણ, ૨૮ : ૨.)



7 કચ્છા



8 કચુંબરી

## કટોદાન—ન.

કાઠી કોમમાં દીકરીને દાયજામાં આપવાનું વાસણ. આ વાસણના ઢાંકણા ઉપર કટોરી જેવું ઢાંકણું ખોલવામાં મદદરૂપ થાય તેવું સાધન બેસાડવામાં આવેલું હોય છે.

આ જ ઘાટનું એક વાસણ રાજસ્થાનમાં વપરાય છે અને તે કટોરદાન તરીકે ઓળખાય છે. આ દાબડા ઘાટનું વાસણ પાંચ કે સાત કટોરાઓનો સેટ જેને રાજસ્થાની ભાષામાં ગંજ કહે છે તે રાખવા માટે વપરાતું. મુખ્યત્વે યાત્રિકો તેનો ઉપયોગ કરતા. એમ આ દાબડાનું નિર્માણ કટોરા સંઘરવા થએલું પણ ત્યાર પછી તે જ ડબરો બીજા ઉપયોગમાં લેવાવા લાગ્યો. એટલે કે ગૉળ, સોપારી, પતાસાં, ખારેક, સાકર વગેરે વસ્તુઓ ભરવામાં વપરાવા લાગ્યો. હવે તેનો ઉપયોગ રોટલા, ભાખરી, પાપડ, ખાખરા વગેરે વસ્તુઓ ભરવામાં થાય છે. એમ ધીમે ધીમે એક ઉપયોગમાંથી બીજા ઉપયોગમાં ખસીને હવે તે સામાન્ય વપરાશમાં ગોઠવાઈ ગયેલ છે. અત્યારે તો કટોરદાનનો ગરમું એવો અર્થ રૂઢ થઈ ગયો છે. આટલું હોવા છતાં તેનો મૂળ આકાર અને મૂળ નામ જેમનાં તેમ રહ્યાં છે.

કટોરદાન તાંબુ, પિત્તળ કે ધાતુનું બને છે, જ્યારે કટોદાન માત્ર પિત્તળનું જ બને છે.

બહુ સંભવ છે કે ગુજરાતના કટોરદાનનું નામ ઉપર્યુક્ત વાસણના નામમાંથી પ્રાપ્ત થયું હોય. ઉચ્ચારભેદ અથવા મૂળ નામના અજ્ઞાનને કારણે કે બીજા કોઈ કારણે મૂળ નામમાંથી 'ર' નીકળી જઈ કટોરદાનમાથી કટોદાન નામ રૂઢ થઈ ગયુ હોય.

કાઠી લોકો આ માટે બીજી સમજૂતી આપે છે. તેમના કહેવા પ્રમાણે કટોદાનના ઢાંકણાં ઉપર,



૭ કટોદાન

ઢાંકણું ઉઘાડ–વાસ કરવા,ઝાલવા માટે કટોરી આકારનું સાધન હોવાથી તે કટોદાન કહેવાય છે. કદાચ આ પાછળથી બેસાડેલો તર્ક હશે. એ કરતાં આગળનો વિચાર વધારે તર્કસંમત લાગે છે. ગુજરાતના કટોદાનનો આકાર રાજસ્થાનના કટોરદાન જેવો જ હોય છે. ફક્ત ઢાંકણા ઉપરની કટોરી વધારામાં હોય છે.

ગુજરાતમાં કટોદાન માત્ર કાઠી કોમ પૂરતું સીમિત છે, જ્યારે રાજસ્થાનનું કટોરદાન બધી જ ઉચ્ચ અને મધ્યમ વર્ણ વાપરે છે.

**કટોરો**–પુ.

અર્ધદડાના આકારનો નીચે પડઘીવાળો વાટકો.

**કઠોતી**–સ્ત્રી. (હિન્દી, કઠૌત)

કથરોટ, લાકડાનું કે પથરાનું–લોટ મસળવા માટેનું કાચબાને કાંઈક ભળતા એવા ઘાટનું સાધન.

**કઠોડો**–પુ. (સં. કાષ્ટગૃહ–પ્રા. કટ્ઠહર)

મરચું, હળદર,
ધાણાજીરું વગેરે દળેલા મસાલા તથા રાઈમેથી વગેરે હવેજ ભરવા માટેનું ખાનાંખાનાંવાળું સાધન. સાધારણ રીતે આ સાધન ચોરસ કે ગોળ હોય છે પણ ઘણા લોકો શોખ પ્રમાણે ફૂલ, પાંદડા વગેરેના આકારમાં, સળંગ લાકડામાંથી કોતરી કાઢીને તે બનાવે છે

તેનું ઢાંકણ હમેશાં પડખાભેર સરકતું હોય છે. કવચિત્ ટેબલનાં ખાનાં પેઠે સરકતું પણ હોય છે. આ સાધન લાકડું કે પિત્તળ ગમે તેનું હોય છે પણ તેનું નામ તો 'કઠોડો' જ કહેવાય છે. એમ તેના નામમાં લાકડાના નામનો અણસાર રહે જ છે ધાતુના કેટલાક કઠોડામાં છૂટી નાની નળાકાર વાટકીઓ ચપટા ડબરામાં મૂકવામાં આવે છે તે પણ આ જ નામે ઓળખાય છે.



10 કઠોડો



જમતી વખતે રોજના વપરાશનું અથાણું કાઢવાનું લાકડાનું સાધન.

**કડચી**—સ્ત્રી.

કડછી.

**કડછી**—સ્ત્રી.

દાળ કે કઢી જેવાં પેય પીરસવા માટે વપરાતું સાધન. આ સાધનને છેડે ગોળ વાટકી હોય છે અને તેને આડી લાંબી ચપટી યા ગોળ તે જ સળંગ ધાતુની દાંડી બનાવેલી હોય છે. આ સાધન પિત્તળ અને લોખંડ બન્ને ધાતુમાં મળે છે.

ઘણાં ઘરોમાં લોખંડની કડછી વઘાર કરવા માટે પણ વપરાય છે. આવે વખતે કડછીને ચૂલામાં લાલચોળ તપાવી બહાર કાઢી તેમાં તેલ અને હવેજ નાખી તે કડછી દાળમાં હુડસેલી દેવાનો રિવાજ હોય છે.



11 કડછી

**કડવાળું**—ન.

જુઓ કરવાળું.

**કડાઈ**—સ્ત્રી. (સં. કટાહ)

તેલ યા ઘીમાં તળવાની વાનગી બનાવવાનું સાધન, તેનો આકાર અર્ધદડા જેવો હોય છે. તેને બે બાજુ બે ગોળ જડી દીધેલાં કડાં બેસાડેલાં હોય છે. કડાંને કારણે પણ કડાઈ કહેવાતી હોય.

જલેબી, માલપુડા. જેવી વાનગીઓ તળવાની કડાઈ ઊભા કાંઠાની થાળી જેવી ઊભી સીધી ધારની છીછરી હોય છે. તે મોટે ભાગે લોખંડની હોય છે. છતાં પિત્તળની પણ ઘણી વપરાય છે કોઈકવાર તાંબાની પણ જોવા મળે છે.





12 કડાઈ

**કઢાઈ**—સ્ત્રી.

કડાઈ.

**કણુસો**–પુ. (ઉ. ગુ.)
તવેથો.

**કતીડું**–સ્ત્રી.
તગારું, ઘમેલું.

**કથરોટ**–સ્ત્રી. (સં. કાષ્ટિકા)
લોટ મસળવા માટેનું લાકડાનું કે માટીનું સાધન. આ સાધન ફાફડા–ગાંઠિયા વણવા માટે કંદોઈ લોકો વાપરે છે. ફાફડા ગાંઠિયા બનાવવા કથરોટને ઊંધી નાખી તે ઉપર હાથથી વણાય છે. ધાતુની કથરોટ તાંબા કે પિત્તળની બને છે. તેનો આકાર ત્રાંસા કાંઠાની તાસક કે પરાત જેવો હોય છે. કથરોટ ઉપરથી કેટલીક રસપ્રદ કહેવતો પણ છે. (જુઓ કહેવત વિભાગ)

**કથીરી** સ્ત્રી. (ઉ. ગુ.)
કેરોસીન કાઢવાનું કરવાળું, પળી, પાવળું.

**કથોક**–સ્ત્રી.(પારસી)
કથરોટ.






14 કમંડળ

**કમંડળ**–ન. (સં. કમંડલુ)
દાળ જેવાં પ્રવાહી પિરસવાનું કુંડી ઘાટનું હોઠવાળું સાધન, આ વાસણને પકડવા તેમજ રેડવામાં મદદરૂપ થાય તે માટે તેની ઉપર અર્ધગોળાકાર મોટો હેન્ડલ હોય છે.

**કરઈઆ**–ન.
પારસીઓનું એક પ્રકારનું વાસણ.

**કરબડો**–પુ. (હિન્દી, સં. કરક)
નાળચાવાળો તાંબાનો હાથઘડતરનો લોટો


15 કરસિયો

**કરવાળું**–ન.
કેરોસીન કે તેવું પ્રવાહી સીધું વાસણમાં રેડાય તે માટે વપરાતું શંકુ ઘાટનું નળીવાળું સાધન.

**કરવી**–સ્ત્રી.
નાનો કરવો, નાની તાંબાની ઝારી, 'સોજન કરી કરવી લેય, રાજન પ્રતિ અભોખો દેય.'
(જૂની ગુજરાતી, 'લાવણ્ય સમય' માંથી)

**કરવો**–પુ. (સં. કરક)
કરબડો

**કરસિયો**–પુ. (પારસી બોલી)
પારસી લોટો, તે સામાન્ય લોટાથી માંડીને ઘડા સુધીના કદના હોય છે.


16 કરંડિયો

**કરંડિયો**–પુ. (સં. કરંડક)
કાઠી કોમમાં દીકરીને કરિયાવરમાં આપવામાં આવતું વાસણ. આ વાસણ એક ડબ્બાના રૂપમાં હોય છે. તેનુ ઢાંકણુ તીણા શંકુ ઘાટનું હોય છે. તેને ઉઘાડવા વાસવા તેની ઉપર, શંકુની ટોચે એક નોકામાં જાડું રમતું કડું બેસાડેલું હોય છે. આ વાસણ હમેશાં પિત્તળનું જ બને છે.

● ભાત ઓસાવવા માટેનું તાંબાનું તગારા ઘાટનું કાણાકાણાવાળું સાધન.

**કલમદવાત**–ન. નિ બ. વ.
લેખન સામગ્રી. કિત્તા રાખવાનું સાધન જેની સાથે ખડિયો જોડેલો હોય છે.

**કલમદાન**–ન. (અરબી)
એક જાતની શાહીની શીશી, પહેલાંના વખતમાં તે ઈરાનથી આવતી, તેના ઉપર ઘણી કારીગરી કરેલી હોય છે.
બરૂના કિત્તા ભરવાનું સાધન.

**કલમદાનિયું**–ન.
જુઓ કલમદાન,
પિત્તળનું કલામય બે ભુંગળીઓવાળું સાધન.
દરેક ભુંગળીમાં લખવા માટેની બરૂની એકેક કલમ રાખવામાં આવે છે. સારી કલમદાન સાથે ખડિયો પણ જોડેલો હોય છે.

આ સાધનને કલમદવાત પણ કહે છે. ઉપરાત કલમદાન કે કલમદાનિયું પણ કહે છે.



17 કલમદાન



18 કલમદવાદ

**કલશ**—પુ. (સં. કલશ)
તાંબાનો નીચેથી શંકુ ઘાટનો, કે ભમરડાના ઘાટનો લોટો.
અષ્ટમંગલમાંનું છઠ્ઠું મંગળ કલશ ગણાય છે. તેનું કદ એક દ્રોણ અથવા આઠ શેરનું એટલે કે ૧૦૨૪ રૂપિયાભાર પ્રવાહી સમાય તેવડું ગણાય છે.
તંત્રશાસ્ત્ર પ્રમાણે તે ઓછામાં ઓછો ૫૦ આંગળ વ્યાસવાળો, ૧૩ આંગળ ઊંચો અને ૮ આંગળથી ઓછું નહીં તેવડા મુખવાળો હોવો જોઇએ.
મહાનિર્વાણ તંત્રમાં કલશ માટે નીચે પ્રમાણેના અર્થનો શ્લોક છે:
આ પાત્રને કલશ કહેવામાં આવે છે કારણકે વિશ્વકર્માએ વિવિધ દેવતાઓના વિવિધ ભાગો જોડીને તેનું નિર્માણ કરેલું છે. તેના પહોળામાં પહોળા ભાગ આગળ માપતાં ૩૬ આંગળ પહોળો હોવો જોઇએ તેનો કંઠ ભાગ ૪ આંગળ પહોળો હોવો જોઇએ. મોં પાંચ આંગળ અને તળિયું પાંચ આગળ જોઇએ કલશનિર્માણ માટેનો આ નિયમ છે. તેના નિર્માણ વખતે બધી કૃપણતા તજી દેવી જોઇએ કારણ કે તેનું નિર્માણ દેવો માટે કરવામાં આવેલું છે. કળશની પૂજન વખતે નીચે પ્રમાણે લીટીઓ બોલાય છે:
કલશસ્ય મુખે વિષ્ણુ, કંઠે રૂદ્રં સમાશ્રિત·
કુક્ષૌ તુ સાગરા સર્વે .......
વસિષ્ઠ અને અગત્સ્ય કલશયોનિ નામથી ઓળખાય છે.

**કલાડી**—સ્ત્રી.
ભાખરી શેકવાની માટીની તાવડી, કોઈ કોઈ ઠેકાણે તે માટલામાંથી કાપીને કાઢવામાં આવે છે તો કોઈ કોઈ ઠેકાણે તે માટલા સાથે જોડેલી બનાવવામાં આવે છે અને તેને છૂટી પાડી શકાય તે રીતે ઊંડો કાપ મૂકેલો હોય છે, જેથી ઘેર લઇ જઈ સહેજ ફટકો મારતાં આખા વાસણમાંથી કલાડી


19 કલશ

જુદી પડી જાય છે. તેના ઉપરનો કાંઠલો બીજા કામમાં વપરાય છે. ખાસ કરીને અનાજ કે પાણી ભરેલાં માટલાંને ભોંય પર મૂકે ત્યારે નીચે આધાર તરીકે મુકાય છે.

**કસોટ** સ્ત્રી. (ભીલી)
કથરોટ ગારેની કસોટ=માટીના કથરોટ.

**કસંદી**–સ્ત્રી. (પારસી બોલી)
તાંબાનું ઉનામણું.

**કળશ્યો**–પુ.
કળશિયો.

**કળશ**–પુ.
જુઓ કલશ. મંદિર, દેરાસર કે પીરના રોજા પર બેસાડવામાં આવતું લોટા ઘાટનું પાત્ર. શિલ્પશાસ્ત્ર પ્રમાણે તે કર્ણ, ગોળો અને કણી એમ ત્રણ ભાગમ વહેંચાયેલો હોવો જોઇએ. વળી તે શિખરના પાંચમા ભાગના કદનો હોવો જોઇએ.


20 કળશિયો

**કળશિયો**–પુ.
તાંબા કે પિત્તળનો લોટો, તેનો ગમે તે ઘાટ હોઈ શકે, ગુજરાતમાં ખાસ કરીને ચાર ઘાટ બહુ પ્રચલિત છે. ઝાલાવાડી, અલારી, સામીનાણિયો (સ્વામિનારાયણિયો) અને પારસી, ભમરડાના આકારનો લોટો કળશ કહેવાય છે. તે પૂજા માટે વપરાય છે, જ્યારે બાકીના લોટા લોકવપરાશના છે.

**કળશો**–પુ. (સં. કલશ, પ્રા. કલસાય.)
લોટો, જુઓ કળશિયો.

**કળસલી**–સ્ત્રી (કલશિકા)
ઘી ભરવાની નાની લોટી.


21 કળસલું

**કળસલું**–ન.
તાંબાનું નાનું ઘી ભરવાનું દેગડી ઘાટનું વાસણ.

**કળસિયો**–પુ.

કળશિયો. મળનેપણ કળશિયો કહે છે અને મળત્યાગ માટે જવાને 'કળશિયે જવુ'' કહે છે.

કળશિયો કરવો એટલે કે વરઘોડિયાં કે સીમંતિની. ઉપરથી પાણીનો ભરેલો લોટો ઉતારી તેના પગ આગળ ઢોળી દેવાની ક્રિયાને 'કળશિયો કરવો' કહે છે.

**કંકાવટી**–સ્ત્રી.

મંગળ પ્રસંગે કંકુ ઘોળવાનું પાત્ર, તે લાકડું, પિત્તળ કે ચાંદીનું બને છે.

**કંહલી**–સ્ત્રી. (ઢોડિયા બોલી)

લોટો.

**કાસરોટ**–સ્ત્રી.(ભીલી, બનાસકાંઠા) લાકડાની કથરોટ

**કાહલી** સ્ત્રી (ભીલી)

ધાતુની વાટકી

**કાંઠલો**–પુ.

ગોળો કે બેડું મૂકવા માટેની તાંબા કે પિત્તળની અંતર્ગોળ ઘાટની પટ્ટીમાંથી બનાવેલી રીંગ.



22 પારસીલોટો

**કાસીન્દ્રી—વિ.**
કાસીન્દ્રી લોટો. કાશીનો ગંગાજળ ભરવાનો લોટો, આ લોટો પડઘીવાળો, પહોળા પેટનો અને સાંકડા મોંનો હોય છે. તેનું મો સોપારીથી ઢાંકી શકાય તેટલું સાકડું હોય છે. ખાસ કરીને નાગરોમાં તે વિશેષ વપરાય છે.

**કાંસગર—પુ.**
કંસારો.

**કાંસલો—પુ.** (દક્ષિણ ગુજરાત)
વાટકો. મૂળ કાસાના વાટકા માટેનો આ શબ્દ હાલ બધી જાતના વાટકા માટે વપરાય છે.



23 કાસીંદ્રી લોટો

**કાંસારી**–પુ.
કંસારો.

**કાંસાળું**–ન. (સં. કાંસાલ)
કીર્તન વખત વગાડવામાં આવતું
કાંસાનું ગોળ વાજિંત્ર, (જોડિયું વાદ્ય,)

**કાંસું**–ન (સં. કાંસ્ય)
અઢાર ધાતુમાંની એક ધાતુ.
તાંબુ, જસત અને કલઈની મેળવણીથી અથવા માત્ર તાંબા અને જસતની મેળવણીથી બને છે. તે પિત્તળ કરતાં ઊજળું, ધોળાશ પર હોય છે. ત્રિધાતુના મિશ્રણથી બનેલું હોવાથી તેને સંસ્કૃતમાં તામ્રત્રપુજ કહેવાનો રિવાજ હતો. તેને તાંબાની જેમ કાટ ચડતો નથી. તે બરડ હોવાથી જોરથી ટક્કર વાગે તો તૂટી જાય છે.
જેમા કલાઈનો ભાગ વિશેષ હોય તે કાંસુ ઉત્તમ ગણાય છે
પુરાણી ધાતુવિદ્યામાં કાંસું પુષ્પક અને તૈસક એમ બે પ્રકારનું કહેવાતું. જે કાંસું ધોળું, ચકચકિત, મૃદુલ શબ્દ કરનાર, સ્નિગ્ધ અને નિર્મળ હોય તે પ્રશસ્ય અને ઉત્તમ ગણાતું.

**કાંસો**–પુ. (દક્ષિણ ગુજરાત)
વાટકો

**કાંહ્યો** (ચોધરી બોલી)
વાટકો, ખાસ કરીને છાલિયું.

**કુડલો**–પુ.
ઘી કે તેલ ભરવાનું અર્ધપારદર્શક સફેદ ચામડાનું દશ શેરથી અધમણ સુધી તેલ-ઘી ભરી શકાય તેવડું સાંકડા મોંનું, ફૂલેલા પેટનું પણ બતકની જેમ ચપટું પાત્ર. ભારતમાંથી આવાં કુડલાં ભરીને ઘી વગેરે પદાર્થો પશ્ચિમ એશિયા, પૂર્વ યુરોપ અને ભૂમધ્યના દેશોમાં જતા. આવા ખાલી કુડલાં પણ જથ્થાબંધ તે બાજુ વેચાતાં(પેરીપ્લસ)


24 કુડલો

**કુલડી** સ્ત્રી.
માટીનુ નાનું ૩૦૦ ગ્રામ પાણી માય તેવડું ખાસ ઘાટનું વાસણ.

**કુપ્પી**–સ્ત્રી.
શુભ પ્રસંગે મશાલ પર તેલ રેડવાનું લાબી ભુંગળીવાળું પિત્તળ યા તાંબાનુ સાધન

**કુપ્પો**–પુ.
કુડલો,

**કૂપી**–સ્ત્રી. (સં. કૂપિકાત્ર)
કુલડી, નાનો કૂંપો.

**કૂડું**–ન. (ભીલી)
માટીનો કૂડલો, દશેક લીટર પાણી સમાય તેવડું માટીનું ઘડા જેવડું સાધન

**કૂંડી**–સ્ત્રી
માટીના કૂંડાના આકારનુ,અંદર ઢળતા કાંઠાવાળું, તાંબુ, પિત્તળ કે માટીનુ સાધન. હાથઘંટીએ દળી રહ્યા પછી લોટ વાળી લેવા માટે આ સાધન વપરાય છે. બાજરી, જુવાર વગેરેના રોટલા બનાવતી વખતે સ્ત્રીઓ આ વાસણમાં લોટ લઈને બાંધવા બેસે છે. પછી તેમાંથી એક એક રોટલા જેટલો લોટ લઈ કથરોટ કે દાથરીમા કાઢીને પાણી નાખીને મસળે છે.


25 કુપ્પી


26 કૂંડી

**કૂંડું**–ન.
કુંડી, મુખ્યત્વે માટીની કુંડી માટે વપરાતો શબ્દ.

**કૂંડીકુદકું**–ન.
હંદ. ખરલદસ્તો. 'કૂંડીકુદકું લઈ મરીમસાલા, ભાવે ભાંગ જ રગડે.' (એક ગીત)

**કૂંપી**–સ્ત્રી.
ગંગાજળ ભરવાની અથવા અત્તર ભરવાની કાચની ફ્લાસ્ક (flask) ઘાટની નાની બાટલી. આ બાટલી પર ઝીણા કપડાનું અસ્તર સીવી લેવામાં આવે છે.

**કુપ્પો**–પુ.
કાચનો બાટલો.

**કેન**–ન. (અંગ્રેજી)
દૂધ ભરવાના ધાબાના ઘાટનું એકથી પાંચ લીટર સુધી દૂધ ભરી શકાય તેવા વિવિધ કદમાં મળતું પિત્તળ યા એલ્યુમિનિયમનું ઢાંકણાવાળું વાસણ.

**કોમ્મી**–સ્ત્રી. (કચ્છી)
કરવાળું.


27 કૂંડી કુદકું


28 કેન

# ખ

**ખઝ્ય**–પુ.
તાડી ભરવાનું માટીનું વાસણ. ઘડિયું.

**ખડપો**–પુ.
ઝારો, મોટો તવેથો.

**ખડલ**–પુ.
ખરલ.

**ખદાડો**–પુ.
મોટો તાવડો.

**ખપ્પર**–ન.(સં. કર્પૂર)
આફ્રિકા તરફથી આવતા જંગલી
નારિયેળની કાળા રંગની કાચલીનું લંબગોળ પાત્ર.
તે ૩૦ થી ૪૫ સે. મી. લાંબુ હોય છે. તેમાં ચારથી



29 ખદાડો

પાંચ કિલો સુધી પ્રવાહી ભરી શકાય છે. તે કઠણ અને મજબૂત હોય છે.
આ વાસણ સાધુઓ અને ફકીરો ભીખ માગવાના પાત્ર તરીકે વાપરે છે, કાપાલિકો તંત્રોપાસના વખતે ખોપરીની જગાએ પાનપાત્ર તરીકે પણ તે વાપરે છે

**ખરચો**—પુ.
પતરાવળાં સીવવાની રાડાંની સળી.

**ખરડ**—પુ. (કચ્છી)
ઔષધ લસોટવાનો ખરલ.

**ખમણી** સ્ત્રી.
કોપરૂં, દૂધી કે એવી ચીજો ખમણવા માટે વપરાતું સાધન.

**ખરકી**—સ્ત્રી. (કચ્છી)
ગાયને ગળે બાંધવાનો લાકડાના લોલકનો ઘંટ. એક ધણમા ખાસ ઈરાદાપૂર્વક જુદા જુદા સ્વરની ખરકી બાંધવામાં આવે છે જેથી ગાયો ચાલતી હોય ત્યારે રાગમેળ થાય છે.

**ખરપડો**—પુ.
મોટો તવેથો.

**ખરપર**—ન.
તાંસળીના ઘાટનુ માટીનું વાસણ.

**ખરપાતર**—ન. (સં. ખરપાત્ર)
લોઢાનું વાસણ.

**ખરપાલ**—પુ.
લાકડાનું વાસણ. ખાસ કરીને મોટી કથરોટ.


30 ખરકી


31 ખમણી

**ખરલ**–સ્ત્રી.
વાટીઘૂંટીને ઝીણો ભૂકો (palvarise) કરવાનું યા તો લુગદી બનાવવાનું સાધન. સાધારણ રીતે ખરલ પથ્થર કે લોખંડની બને છે. અફીણનો કસુંબો ઘુંટવા માટે કાંસાની કે લાકડાની ખરલ પણ બને છે. આવી ખરલનો આકાર હોડીના ઘાટે હોય છે. તેના એક છેડે ઘેટાનું મોં બનાવેલું હોય છે, જ્યારે બીજા છેડે જ્યાંથી કસુંબો હથેળીમાં રેડવામાં આવે છે તે જગાએ નાગની ફેલાવેલી ફેણના ઘાટનું મોં હોય છે. કસુંબાની ધાર નાગના મોંમાથી જ થાય છે. આ બન્ને મુખ પ્રતીકરૂપ છે. નાગનું મોં એ સૂચવે છે કે અફીણનો કસુંબો નાગના ઝેર જેવો હાનિકારક છે. ઉપરાંત સંસ્કૃતમાં અફીણ માટે 'અહિફેન' શબ્દ છે. 'અહિ' એટલે સાપ અને ફેન એટલે ફીણ.સાપના મોંનું ફીણ એ અર્થનું સૂચન પણ આ મોંના આકારમાં હોવાનો સંભવ છે. ચીના, મલાઈ વ. ભાષામાં અફીણને 'યાફીન' કહે છે. અહિફેન પાછળથી જોડી કાઢેલો શબ્દ હોઇ શકે

**ખરલ**–પુ.
કુંભારનું માટીનું કૂંડી ઘાટનું પાણી ભરવાનું વાસણ. કુંભાર વાસણને ટપલાવીને ઉછેરતો હોય ત્યારે વારંવાર ટપલાને આ ખરલના પાણીમાં બોળે છે.

**ખલ**–પુ.
ઔષધ પીસવાનું સાધન. જુઓ-ખરલ,

**ખલક**–પુ.
ચંબુ, ઘડો, કલશ.

**ખલબટ્ટો**–પુ. (પારસી બોલી)
બલદસ્તો.

**ખાપરિયું**–ન. (સં. ખર્પર)
જસત

**ખાયણી**–સ્ત્રી.


32 ખરલ

પવાલા ઘાટનું ઢાળેલા કાંસાનું યા પિત્તળનું તજ, લવીંગ, જેવી નાની ચીજો ખાંડવાનું સાધન. તેમાં કૂટવાનું સાધન તે દસ્તો, ખાયણીદસ્તો જોડીમાં જ બોલાય છે.

**ખાંડણી** સ્ત્રી.
લોઢાનું નળાકાર અથવા પિત્તળનું પવાલા ઘાટનું ખાંડવાનું સાધન.

**ખુમચો**—પુ.
મોટા કદની બેઠા ઘાટના કાંઠાવાળી થાળી.
લખનૌ, બનારસ, મુરાદાબાદ વગેરે સ્થળોએ ઘણા સુંદર કલામય ઘાટના ફૂલવેલની કલામય કોતરણીવાળા, અંદર મીનો ભરેલા અથવા સાદા ખુમચા મળી આવે છે. હિન્દુઓના વપરાશના ખુમચાઓમાં દેવદેવીઓના સ્વરૂપો કોતરેલાં કે ઉપસાવેલાં હોય છે.
ખુમચાઓની આ રચના મધ્યયુગમાં જન્મેલી અને વિકાસ પામેલી અને મધ્ય એશિયામાંથી તે જ કાળે ભારતમાં આવી.

**ખોણ**—પુ
તાંબાનો કલાઈ કરેલો મોટો થાળી ઘાટનો ખુમચો. (આ શબ્દ ઉત્તર પ્રદેશ અને મધ્ય ભારતનો હોઈ ગુજરાતમાં મુખ્યત્વે મુસલમાનો જ વાપરે છે).

**ખોન**—પુ.
જૂઓ ખોણ.



33 ખાંડણી



34 ખુમચો

# ગ

**ગગરો**–પુ (હિં. ગગરી)
ઘડાથી સહેજ નાનો એવો ઘડો,
મુખ્યત્વે તાંબાનો હોય છે.

**ગડિયું**–ન.
અર્ધો શેર અનાજ માપવાનું તાંબા કે લોખંડનું સાધન. મહારાષ્ટ્રમાં તે પિત્તળ, લાકડું કે લોખંડનું બને છે. ગુજરાતમાં રાજપીપળા અને દક્ષિણ ગુજરાતના સુરત, વલસાડ તથા ડાંગ જિલ્લા જેવા મહારાષ્ટ્રના નિકટવર્તી ભાગોમાં પણ વપરાય છે. ખાસ કરીને આદિવાસી વિભાગોમા વિશેષે

**ગડ્ડુ**–ન.
ખેતરે જતાં પીવાનું પાણી લઈ જવાનું માટીનું વાસણ.

**ગઢી**–સ્ત્રી. (ઉ. ગુ.)
પાણી ભરવાનો મોટો નાંદરવો.

**ગરબો**–પુ.
કાણાંકાણાંવાળું ગોળ દડાના ઘાટનું અથવા ઘડાના આકારનું તાંબાનું કે માટીનું વાસણ.
નવરાત્રિ વખતે આ પાત્રમાં ઘી કે તેલનો દીવો મૂકી તેના ફરતે ફરતાં ફરતાં ગીતો ગાતાં નૃત્ય કરવાનો રિવાજ છે. આ નૃત્ય વખતે ગવાતું ગીત પણ ગરબો કહેવાય છે અને તેના નૃત્યને પણ ગરબો કહેવાય છે.



35 ગરબો


36 ગળતી

કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓએ 'ગરબો' શબ્દ ઉપર કાવ્યમય તર્ક કર્યા છે પણ સૌના સારરૂપ આ શબ્દ 'ગર્ભ' શબ્દનું કાંઈ બદલાએલું સ્વરૂપ હશે તેમ લાગે છે. એમ ગર્ભિત દીપને રાખવાનું સાધન તે ગરબો. હરપ્પા સંસ્કૃતિના ટીંબાઓમાંથી આવાં કાણાંકાણાંવાળાં પાત્રો ઘણાં મળ્યાં છે. કેટલાકમાં તળિયે મોટું કાણું હોય છે અને માથે ઢાંકણું પણ હોય છે આ પાત્રોનો ઉપયોગ હજી નિશ્ચિત થયો નથી. કદાચ ગરબો હોય.

**ગરમું**—ન.
રોટલી, ભાખરી, ખાખરા વગેરે રાખવાનું ઢાંકણાવાળું સાધન.

**ગળતી**—સ્ત્રી
શિવાલયમાં શિવલિંગ ઉપર પાણી ટપકે તે માટે ટાંગવામાં આવતું કળશ ઘાટનું, નીચેથી શંકુ ઘાટનું ભમરડાના આકારનું, તળિયે ઝીણા કાણાવાળું વાસણ.
કેટલીક ગળતીને નીચે ગૌમુખ હોય છે તો કેટલીકની નીચે ભમરડાના આકારની ભમરી મૂકવામાં આવે છે.

**ગંજ**—પુ.
ઉતરડ. એકબીજામાં સમાઈ જતા ઉત્તરોત્તર નાના થતા જતા વાટકા કે તપેલીઓનો સેટ. આ શબ્દ મુખ્યત્વે મારવાડીઓ, રાજસ્થાનીઓ વાપરે છે.

**ગાગાર**—સ્ત્રી. (ચૌધરી)
ઘડો.

**ગારેની કસોટ** —સ્ત્રી–(ભીલી) દાથરી.

**ગીદાણી** સ્ત્રી. (દક્ષિણ ગુજરાત)
ઘી પીરસવાની વાઢી, 'ઘીદાની' શબ્દનું અપભ્રંશ રૂપ.


37 ગીંઘરો

**ગીંઘરો**—પુ (કચ્છી)
બળદને ગળે બાંધવાનો મોટો ગોળ ઘુઘરો


38 ગુલાબદાની

તે ચામડાના પટ્ટામાં પરોવી એક જ બંધાય છે.

**ગુઠણિયો**–પુ. (કચ્છી)
ઘુંટણિયો, ઢીંચણિયો, જમતી વખતે
પલાંઠીવાળીને બેઠા હોય ત્યારે ઢીંચણ નીચે મૂકવામાં આવતું ખાસ ઘાટનું ટેકણ. તે ઢાળાના પિત્તળનું કે લાકડાનું બને છે.

**ગુરબો**–પુ. (કચ્છી)
ગરબો.

**ગુલબાસ**–પુ. (પારસી બોલી)
ગુલાબદાન.

**ગુલાબદાન**–ન.
ગુલાબજળ છાંટવાનું ખાસ ઘાટનું સાધન.

**ગુલાબદાની**
ગુલાબદાન.

**ગુલ્લી**–સ્ત્રી.
તાંબા, પિત્તળ કે એવી ધાતુનો વાસણ બનાવવા
માટે ગાળીને તૈયાર કરેલો ગઠ્ઠો.

**ગોઠણિયો**–પુ.
ગુઠણિયો.

**ગોલડા**–પુ. (કચ્છી)
ખાસ ઘાટની સુરમાદાની.

**ગોડિયો**–પુ. (કચ્છી)
ગુઠણિયો.

**ગોળી**–સ્ત્રી.
પાણી ભરવાનું ગોળ દડા ઘાટનું ઢાંકણાવાળું વાસણ. તેનું ઢાકણું બુઝારા ઘાટે હોય છે પણ ઢાંકણાનો કાંઠો ગોળીના મોંમાં ઊતરી જતો હોય છે ઢાંકણાની ટોચે મોર કે બોરિયું હોય છે. ગોળી મુખ્યત્વે તાંબા કે પિત્તળની હોય છે. તાંબાની ગોળીઓ કાંઈક હાડા ઘાટે હોય છે.

મામાટ માટે વપરાતી ગોળીઓના ઘાટ પ્રાદેશિક અસર પ્રમાણે જુદા જુદા જોવા મળે છે.

**ગોળો**–પુ.

પીવાનું ઠંડું પાણી ભરવાનું માટીનું વાસણ. તે કાળી અને લાલ બન્ને રંગની માટીમાં મળે છે. લાલ માટીમાં ઉપરૂં ગોળ ઘાટે હોય છે. તેથી ગોળ દડાના ઘાટે લાગે છે જ્યારે કાળી માટીમાં ઉપરૂં ઢાળ પડતા ઘાટે હોય છે.



૪૧ ગોળો



**ઘટ**–પુ. (સંસ્કૃત)
ઘડા માટેનો સંસ્કૃતમાંથી ગુજરાતી ભાષામાં ઊતરી આવેલ તત્સમ શબ્દ. મુખ્યત્વે કાવ્યોમાં જ વપરાય છે. વળી તે 'શરીર'ના અર્થમાં વધુ વપરાય છે.
'ઘટ સાથે રે ઘડિયાં.' (નરસિંહ મહેતા)

**ઘટમાળ** સ્ત્રી.
(સં. ઘટમાલા) લોટકા જેવડા નાના ઘડાઓ બાંધીને કૂવામાંથી પાણી કાઢવાનો રહેંટ, આ લોટકાઓ તળિયેથી શંકુ ઘાટના હોય છે. ઉત્તર ગુજરાતના આદિવાસીઓ હજી પણ આ પ્રકારની ઘટમાળ વાપરે છે. સિંધુ સંસ્કૃતિના લગભગ બધા જ ટીંબાઓમાંથી ઘટમાળના લોટકાઓ મળે છે. ઘટમાળના લોટાઓ કૂવામાં નીચે જઈ ઉપર આવે છે અને ઠલવાઈ જાય છે, તે ઉપરથી આવાગમનવાળા પ્રસંગોમાં ઘટમાળની ઉપમા અપાય છે.
'છે માનવીજીવનની ઘટમાળ એવી, દુ:ખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી.' – નરસિંહરાવ.


42 ઘડિયું


43 ઘરૂં

**ઘડમચી**—સ્ત્રી.
પીવાના પાણીની માટલી રાખવાની ઘોડી, તે ત્રણ યા ચાર પાયાની હોય છે અને લાકડું, પિત્તળ કે લોખંડની બનેલી હોય છે.

**ઘડમાચી**—સ્ત્રી.
ઘડમચી.

**ઘડિયું**—ન
ઝાડ પરથી તાડી ઝીલવાનું માટીનું વાસણ. તે ખજૂરા કે તાડના ઝાડ ઉપર જ્યાં રસ ઝરવા માટે છેદ મૂકયો હોય ત્યાં ટીંગાડાય છે અને તેમાં જે તે ઝાડનો રસ ટપકીને ભરાય છે.

**ઘડી**—સ્ત્રી.
તાંબાની કે પિત્તળની નળાકાર પવાલી.

**ઘડુલિયો**—પુ.
ઘડા માટેનો કવિતામાં વપરાતો લાલિત્યમય શબ્દ.
'ઘડુલિયો ચડાવી દ્યો ગિરધારી રે'.
(એક લોકગીત)

**ઘડો**—પુ.
પાંચથી છ લીટર પાણી સમાય તેવડું માટી, તાંબા કે પિત્તળનું વાસણ. પ્રાદેશિક અસર પ્રમાણે જે તે પ્રદેશ અને કોમના રિવાજ પ્રમાણે ઘડા અનેક નિરનિરાળા ઘાટમાં બને છે.

**ઘમેલું**—ન.
તગારૂં.

**ઘરૂં**—ન.
ટીફીનના જેવા દેખાવવાળું, ઉપર શંકુ ઘાટના ઢાંકણવાળું આ વાસણ સૌરાષ્ટ્રમાં કાઠીઓ દીકરી આણું વળીને જતી હોય ત્યારે તેમાં માથે નાખવાનું ખાસ બનાવટનું રાળનું કીમતી તેલ ભરેલો ચોરસ શીશો મૂકીને આપવામાં વાપરે છે.



**ઘટ**–પુ. (સંસ્કૃત)
ઘડા માટેનો સંસ્કૃતમાથી ગુજરાતી ભાષામાં ઊતરી આવેલ તત્સમ શબ્દ. મુખ્યત્વે કાવ્યોમાં જ વપરાય છે. વળી તે 'શરીર'ના અર્થમાં વધુ વપરાય છે.
'ઘટ સાથે રે ઘડિયાં.' (નરસિંહ મહેતા).

**ઘટમાળ** સ્ત્રી.
(સં ઘટમાલા) લોટકા જેવડા નાના ઘડાઓ બાંધીને કૂવામાંથી પાણી કાઢવાનો રહેંટ, આ લોટકાઓ તળિયેથી શંકુ ઘાટના હોય છે. ઉત્તર ગુજરાતના આદિવાસીઓ હજી પણ આ પ્રકારની ઘટમાળ વાપરે છે. સિંધુ સંસ્કૃતિના લગભગ બધા જ ટીંબાઓમાંથી ઘટમાળના લોટકાઓ મળે છે. ઘટમાળના લોટાઓ કૂવામાં નીચે જઈ ઉપર આવે છે અને ઠલવાઈ જાય છે, તે ઉપરથી આવાગમનવાળા પ્રસંગોમાં ઘટમાળની ઉપમા અપાય છે.
'છે માનવીજીવનની ઘટમાળ એવી, દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી.' – નરસિંહરાવ.

**ઘડમચી**–સ્ત્રી.
પીવાના પાણીની માટલી રાખવાની ઘોડી, તે ત્રણ યા ચાર પાયાની હોય છે અને લાકડું, પિત્તળ કે લોખંડની બનેલી હોય છે.

**ઘડમાચી**–સ્ત્રી.
ઘડમચી.

**ઘડિયું**–ન.
ઝાડ પરથી તાડી ઝીલવાનું માટીનું વાસણ. તે ખજૂરા કે તાડના ઝાડ ઉપર જ્યાં રસ ઝરવા માટે છેદ મૂક્યો હોય ત્યાં ટીંગાડાય છે અને તેમાં જે તે ઝાડનો રસ ટપકીને ભરાય છે.


42 ઘડિયું

**ઘડી**–સ્ત્રી.
તાંબાની કે પિત્તળની નળાકાર પવાલી.

**ઘડુલિયો**–પુ.
ઘડા માટેનો કવિતામાં વપરાતો લાલિત્યમય શબ્દ.
'ઘડુલિયો ચડાવી ઘો ગિરધારી રે'.
(એક લોકગીત)

**ઘડો**–પુ.
પાંચથી છ લીટર પાણી સમાય તેવડું માટી, તાંબા કે પિત્તળનું વાસણ. પ્રાદેશિક અસર પ્રમાણે જે તે પ્રદેશ અને કોમના રિવાજ પ્રમાણે ઘડા અનેક નિરનિરાળા ઘાટમાં બને છે.

**ઘમેલું**–ન.
તગારું.

**ઘરું**–ન.
ટીફીનના જેવા દેખાવવાળું, ઉપર શંકુ ઘાટના ઢાંકણવાળુ આ વાસણ સૌરાષ્ટ્રમાં કાઠીઓ દીકરી આણું વળીને જતી હોય ત્યારે તેમાં માથે નાખવાનું ખાસ બનાવટનું રાળનું કીમતી તેલ ભરેલો ચોરસ શીશો મૂકીને આપવામાં વાપરે છે.


43 ઘરું

**ઘાડવો**—પુ.
ઘી ભરવાનું માટીનું વાસણ પહોળા મોંનો નાનો ઘડો.

**ઘુચ્ચી** સ્ત્રી. (દક્ષિણ ગુજરાત)
તાડી પીવા માટેનું માટીનું વાસણ.
આ વાસણ લગભગ લીટર પ્રવાહી સમાય તેવડું હોય છે. ઘુચ્ચીના ઘાટનાં ઘણાં વાસણો હરપ્પા સંસ્કૃતિના ટીંબાઓમાં જોવા મળે છે.

**ઘોણિયો**—પુ.
હાંડો. ક્યાંક ઘડા માટે પણ આ શબ્દ વપરાય છે.



44 ઘોણિયો

ચ

**ચમચી**–સ્ત્રી.
નાનો ચમચો. પાન રાખવાનું સાધન. પાનદાન.

**ચમચો**–પુ.
જમતી વખતે મોમાં ખાવાનું મૂકવાનું સાધન. મોટા ચમચા પીરસવાના કામમાં આવે છે. તેના જુદા જુદા ઘાટ જોવા મળે છે. આ સાધનનું નામ યજ્ઞ વખતે હોમવા માટે વપરાતા ખાસ જાતના સાધન 'ચમસ' ઉપરથી આવ્યું હોય.

**ચમડપોશ**–પુ. (ઝાલાવાડી ચારણી બોલી.)
હુક્કો

**ચર્વી**
નાની, ચરુ ઘાટની, કડાં વગરની દેગડી.

**ચરુ**–પુ.
બે બાજુ કડાંવાળું દેગડી ઘાટનું વાસણ એક કાળે જ્યારે બેંકોના સેફ ડીપોઝીટ વોલ્ટ નહોતા ત્યારે લોકો પોતાનું ધન, સિક્કાઓ અને જરઝવેરાત તેમાં ભરીને જમીનમાં સંતાડી રાખતા. સામાન્યપણે તેનો ઉપયોગ દાળ, ખીચડી વગેરે રાંધવામાં પણ થાય છે.

**ચલાણું**–ન.
અંડાકાર, માથે નાખવાનું તેલ ભરવાનું સાધન. આ ઉપરાંત નીચે પડઘીવાળાં અર્ધ દડા જેવા ઘાટનાં ચલાણાં પણ હોય છે.

**ચલુડી**–સ્ત્રી.
નાની વાટકી કે કચોળું.



45 ચરુ

**ચંઘ** –પુ (કચ્છી)
ઘંટડી.

**ચંબુરો**–પુ. (પારસી બોલી)
તાંબાનું નાનુ ઉનામણુ:

**ચાટવો**–પુ.
કડછી. પ્રવાહી ઓટવાનું સાધન. મુખ્યત્વે લાકડાનું. હોય છે. કોઇ કોઇ ઠેકાણે કડછીને પણ ચાટવો કહેવાનો રિવાજ છે પણ તે બહુ જૂજ કિસ્સામાં.

**ચાટુ**–પુ. (ઢોડિયા બોલી)
ચાટવો.

**ચારણી**–સ્ત્રી.
લોટ, ચોખા, કે બાજરી ચાળવા માટે ઝીણાં કાણાં વાળું તાંબા કે પિત્તળનું સાધન.

**ચારણો**–પુ.
ઘઉં, બાજરી કે એવું અનાજ ચાળવાનું સાધન. ઘઉં ચાળવાના ચારણામાં લાંબી ફાટો હોય છે, જ્યારે બીજા ચારણાઓમાં ગોળ કાણાં હોય છે. કેટલાક ચારણાઓમાં કમળ પાંદડીની ભાતના રૂપમાં કાણાં પાડેલાં હોય છે.
ભાત ઓસાવવાનો મોટા ટોપલાના આકારનો તાંબાનો ટોપલો. જુઓ–કરંડિયો

**ચાલ્લી**–સ્ત્રી. (ચોધરી બોલી)
ચારણી.

**ચાળણી**–સ્ત્રી.
જુઓ ચારણી

**ચાંટવો**–પુ. (ભીલી)
ચાટવો.

**ચીપિયો**–પુ.
કોલસા ઉપર શેકાતી રોટલી-ભાખરી ફેરવવાનું

સાધન. પિત્તળ, લોખંડ વગેરે ધાતુનો બને છે.

**ચીપટો**–પુ. (ઢોડિયા બોલી)
તવેથો.

**ચીલમચી**–સ્ત્રી. (કચ્છી)
થુંકદાન. મુખ્યત્વે મુસલમાનો, સિંધી અને કચ્છીઓ આ શબ્દ વાપરે છે.

**ચેતનો**–પુ.
જૈન મુનિઓના વપરાશનો ગોળ દડાકાર લાકડાનો કે નારીયેળની કાચલીનો લોટો. તે બહારથી લાલ અને અંદરથી સફેદ વાર્નીસ કરેલો હોય છે. કોઈવાર તેના તળિયે નારિયેળની કાચલીની રિંગ બેસાડી પડઘી બનાવેલી હોય છે.

**ચોકી**–સ્ત્રી.
ઓછામાં ઓછું એક મીટરથી મોટું, ચોરસ, ઉભી ધારનું, લોઢાનું કે તાંબાનું વાસણ. તેમાં ચૂરમુ ભેળવી લાડુ બનાવાય છે.

**ચૌરી**–સ્ત્રી.
લગ્ન વખતે લગ્ન મંડપના ચારે ખૂણે મૂકવામાં આવતી તાંબાની, પિત્તળની કે પિત્તળની ક્રોમિયમ ચડાવેલી ઉતરડ. હજી ઘણે ઠેકાણે માટીની સુંદર ચીતરામણીવાળી ચોરી પણ વપરાય છે.


46 ચીલમચી



**છરૂ**–ન. (ઉ. ગુ.)
ચરુ

**છાછર**–સ્ત્રી.
મોટી તાંબાની કથરોટ. પરાત. કોઇ કોઈ ઠેકાણે પિત્તળની નાની કથરોટને પણ છાછર કહે છે.

**છાબડી**–સ્ત્રી.
પૂજા માટેનાં ફૂલ ભરવાનું પિત્તળ કે તાંબાનું ખાસ જાતનું વાસણ. તેના ઉપર તે જ ધાતુની પટ્ટીનો અર્ધગોળાકાર હાથો હોય છે. આ હાથામાં બે બાજુ ચંદન અને કંકુ ભરવા માટે બે નાની વાટકીઓ હોય છે.



47 છાબડી

**છાયણી**–સ્ત્રી. (કચ્છી)
ચાળણી.

**છાલિયું**–ન.
અર્ધા દડાના આકારથી થોડું છીછરું એવું, ૫૦૦ ગ્રામ પ્રવાહી સમાય તેવડું વાસણ. મોટે ભાગે તે પિત્તળનું હોય છે અને અંદરથી કલાઈ કરીને છાશ કે દૂધ પીવા માટે તથા જમતી વખતે દાળ જેવી પ્રવાહી વાનગી લેવા માટે ઉપયોગમાં લેવાય છે.

છાલિયાં હમેશાં હાથઘડતરનાં હોય છે. કાંસાનાં કે પિત્તળનાં પ્રેસમાં બનાવેલાં આવાં જ વાસણો હોય છે પણ તે છાલિયાં નહીં પણ તાંસળાં કહેવાય છે. તાંસળાં હમેશાં છાલિયા કરતાં કદમાં મોટાં હોય છે.

**છીકું**–ન. (કચ્છી) (સં. શિક્ય)
શીંકું.

**છીણી** સ્ત્રી.
ખમણી.

**છીપા કડાયું**–ન. (ઉ. ગુ.)
લીંબોળી.

**છીબું**–ન.
તપેલાં વગેરે વાસણો ઢાંકવાનું ખાસ ઘાટનું તદ્દન છીછરું ઢાંકણું.


48 છીકું



**જંદર**–સ્ત્રી. (કચ્છી)
ઘંટી. તેનું થાળું છાણ માટીનું કે
લાકડાનું બને છે પણ જૂજ કિસ્સામાં તે પિત્તળનું
પણ મળી આવે છે.

**જળઝારી**–સ્ત્રી.
પાણી રેડવાની ઝારી.

**જળાધારી**–સ્ત્રી.
શિવલિંગ પર સતત પાણી ટપકતું રહે તે માટે
તળિયે કાણાવાળો ભમરડાના ઘાટનો ઘડો કે લોટી.

**જોત**–પુ. (કચ્છી)
જ્યોત–ખાસ ઘાટનો પ્યાલો જેમાં લોટનું
કોડિયું બનાવી તેમાં ઘીનો દીવો પ્રગટાવવામાં આવે
છે. ખાસ કરીને પાટ વખતે વચ્ચે પધરાવાય છે.



49 જળઝારી



50 જોત



**ઝારી**–સ્ત્રી.
નાનાં બાળકોને દૂધ કે પાણી પાવાની નાની નળીવાળી લોટી.

**ઝારો**–પુ.
પુરી, ભજિયાં, મમરી, બુંદી વગેરે તળાતાં હોય ત્યારે તે કાઢવાનું કાણાંકાણાંવાળું સાધન. તેનાં કાણાંમાંથી ઊકળતા તેલમાં લોટનું ખીરું ટપકાવીને તેનાથી મમરી કે બુંદી પણ પાડવામાં આવે છે.

**ઝાવલી**–સ્ત્રી. (ભીલી)
દહીં મેળવવાની ઢાંકણાવાળી માટીની દોણી. આ વાસણનું ઢાકણું બે પડવાળું હોય છે અને તેની વચ્ચે ઝીણી કાંકરીઓ હોય છે, જેથી બિલાડી, ઉંદર જેવાં પ્રાણીઓ ઝાવલીનું ઢાંકણ ખોલે તો તે ઘુઘરાની પેઠે ખખડે છે.



51 ઝારો



52 ઝારી





53 ટીફીન



૫૪ ટબુડી

**ટપરી**–સ્ત્રી. (કચ્છી)
પળી.

**ટબુડી**–સ્ત્રી.
બાળકને પાણી યા દૂધ પાવાની નાની લગભગ ૫૦ થી ૧૦૦ ગ્રામ સુધી પ્રવાહી માય તેવડી લોટી. કોઈકવાર ભુંગળીવાળી આવી લોટીને પણ ટબુડી કહે છે.

**ટપેલી**–સ્ત્રી. (ભીલી)
તપેલી.

**ટીપ**–ન.
નળાકાર તાંબાની પાણી ભરવાની ઘડી.

**ટીપીન**–ન.
ટીફીન.

**ટીફીન**–ન. (એ ટીફીન કેરિયર)
બે કે ચાર ખાનાંવાળું રસોઈ લઈ જવાનું સાધન.

**ટોકસો**–પુ.
જૈનમુનિના વપરાશનો લાકડાનો ખાસ ઘાટનો પ્યાલો. તે બહારથી લાલ અને અંદરથી સફેદ વાર્નિશ કરેલો હોય છે.

**ટોકું**–ન.
(દક્ષિણ ગુજરાત) તોલડું.

**ટોપ**–પુ. (હાલારી)
મોટું તપેલું.

**ટોપરક**–ન.
નારિયેળની કાચલીમાંથી બનાવેલો જૈન મુનિઓના વપરાશ માટેનો ચમચો. આ ચમચો બનાવવા માટે નારિયેળની લાંબી કાચલી પસંદ કરવામાં આવે છે. તેના ઊભી ચીરીએ ચાર સરખા કટકા કરવામાં

આવે છે. તેની ઉપર અને નીચેની અણીઓ પાડી નાખી ગોળાકાર કરી નાખવામાં આવે છે. પછી તેને લીસી કરી બહાર લાલ અને અંદર સફેદ ઇનેમલ રંગથી રંગી લેવામાં આવે છે. કોઈકવાર તેની બહારની ધારે કાળી લીટીની કિનાર પાડવામાં આવે છે.

નારિયેળમાંથી બનતું હોવાથી તેનું નામ ટોપરક પડ્યું છે.

**ટોપલો**–પુ.

ભાત ઓસાવવાનું તાંબાનું મોટું વાસણ.

જુઓ–કરંડિયો.

**ટોપિયું**–ન.

મોટું તપેલું. પાંચ લીટર પ્રવાહી સમાય તેવડું કે તેથી મોટું પિત્તળનું તપેલું.

**ટોપિયો**–પુ. (કચ્છી)

કોઈપણ કદની તપેલી.



55 ટોપિયું



**ઠામ**–ન.
ધાતુનું કે માટીનું કોઈપણ વાસણ.

**ઠામડું**–ન.
ઠામ.

**ઠાલી** સ્ત્રી. (ચોધરી બોલી)
થાળી.

**ઠાલો**–પુ. (ભીલી બોલી)
ઘંટીનું થાળું.

**ઠાંગું**–ન.
માટીની મોટી કથરોટ. "ઠાંગા ભરીને ખાવુ" અકરાંતિયા તરફની તિરસ્કાર સૂચક ઉકિત.

**ઠીકરો**–પુ. (ચોધરી)
તાવડી. ઠીબ.

**ઠીબ**–સ્ત્રી.
ઘડો ફોડીને નીચેથી કાઢેલી તાવડી. ગુજરાતના કેટલાક ભાગમાં તાવડી અને ઉપરનો માટલા ઘાટનો કાંઠલો સાથે જોડેલાં હાટમાં વેચાય છે. તેને ઘેર લઈ જઈ બન્ને જુદાં પાડી જુદા જુદા ઉપયોગમાં લેવાય છે.

**ઠોબનો**–પુ. (ચોધરી બોલી)
શકોરૂં.

**ઠોબલી**–સ્ત્રી. (કાંઠા વિભાગ)
શકોરૂં.

# ડ

**ડબરો**–પુ.
તાંબા-પિત્તળ વગેરે ધાતુનો ડબ્બો કે દાબડો.

**ડાબર**–પુ. (કચ્છી)
કોઈપણ ઘાટનો દાબડો.

**ડાબરિયો** વિ
ડાબરિયો વાટકો, નળાકાર વાટકો.

**ડાબલો**–પુ.
તાંબા કે પિત્તળનો ડબ્બો.
કાઠી કોમમાં કન્યાને કન્યાદાનમાં આપવામાં આવતું ત્રણ પાયાવાળું, ઉપર એ થરા ઘુમ્મટ આકારના ઢાંકણાવાળું પિત્તળનું વાસણ. મુશ્કેલીના વખતે ડાબલો જમીનમાં ભંડારી દેવાનો રિવાજ હશે તેથી ઘણીવાર વડીલો બાળકોને વઢતાં કહે છે કે, "ત્યાં શું તારા બાપનો ડાબલો દાટયો' તો તે કાઢવા ગયો' તો."

**ડીવી**–સ્ત્રી. (કચ્છી)
દીવી.

**ડુગો**–પુ
દૂધપાક પિરસવાનો ઘાટદાર કડછો.


56 ડુગો


57 ડાબલો

**ડુંઘી**–સ્ત્રી. (દક્ષિણ ગુજરાત)
કાટખૂણ આકારની હોકલી.

**ડેસકું**–ન. (ઉત્તર ગુજરાત)
ખાસ ઘાટનું વાસણ

**ડોઈ**–સ્ત્રી.
નારિયેળની કાછલીનો ડોયો.

**ડોઈલો**–પુ. (ચૌધરી)
પાણી ભરવાનો માટીનો ગોળો

**ડોબરું**–ન (દક્ષિણ ગુજરાત)
માટીનું અથડાતું ફૂટાતું ખાલી
વાસણ 'ડોબરાં અથડાવાં' ગરીબીને કારણે ઘરમાં ખાલી હાંડલાં અથડાવાં.

**ડોયો**–પુ.
ગોળામાંથી પાણી કાઢવાનું લોટી જેવું હાથાવાળું સાધન.

**ડોલ**–સ્ત્રી.
પાણી ભરવાનું ટંબ્લર ઘાટનું મોટું વાસણ. બાલદી. તાંબુ, પિત્તળ, એલ્યુમિનિયમ, લોખંડ વગેરેમાંથી બનેલી મળે છે.

**ડોલચું**–ન.
નળાકાર; ઢાંકણું અને સળિયાની કડીવાળું પ્રવાહી ભરવાનું સાધન.

**ડોળ્ડી**–સ્ત્રી. (ચૌધરી બોલી)
બાટલી ઘાટનું, લીંબુ જેવડું, પાકી તુમડીનું તેલ કાઢવાનું સાધન.


58 ડોયો


59 ડોળ્ડી

# ઢ

**ઢાંકો**–પુ. (કચ્છી)
રોટલા રાખવાનું ખાસ ઘાટનું ગરમું.

**ઢોકળિયું**–ન.
ઢોકળાં બનાવવાનું ખાસ જાતનું સાધન. તે તાંબુ, પિત્તળ અને એલ્યુમિનિયમની જુદી જુદી રચનાવાળું બને છે. આ વાસણમાં બે ભાગ હોય છે. નીચેના ભાગમાં પાણી રહે છે, જ્યારે ઉપરના ભાગમાં વાટકીઓ અથવા નાની થાળીઓ રહે છે. આ વાસણોમાં ઢોકળાંનુ ખીરૂં રહે છે અને તે વરાળે બફાય છે.

બન્ને ખાનાં વચ્ચે મોટાં કાણાંવાળું તે જ ધાતુનું પડ હોય છે.



60 ઢાંકો

**ઢોચકી**–સ્ત્રી.
જમતી વખતે પાણી ભરીને સાથે રાખવાનું એક કિલો પાણી સમાય તેવું તદ્દન ગોળ ઘાટનું માટીનું પાતળી ઠીંકરીનું વાસણ.

**ઢોબલી**–સ્ત્રી.
ઠોબલી.

**ઢોલ**–પુ.
પાણી ભરવાનો મોટો નળો.

**ઢોળવો**–પુ.
ગોળ તળિયાનો લોટો.



61 ઢોળવો



**તઈ**–સ્ત્રી. (કચ્છી)
તળવાની કડાઈ

**તગારૂં**–ન.
તગારી, લોટ મસળવા માટેનું ઘમેલા ઘાટનું પિત્તળનું વાસણ.

**તપીનો**–પુ. (ચોધરી બોલી)
તપેલી.

**તપુરૂં**–ન. (કાંઠાની બોલી)
લાકડાની કથરોટ.

**તપેલું**–ન.
રાંધવાનું મોટું નળાકાર વાસણ.

**તપેલી**–સ્ત્રી.
નાનું તપેલું.

**તરપણી**–સ્ત્રી. (સં તર્પણી)
નીચે ત્રણ કે ચાર નાનાં ટેકણ જેવા પાયાવાળો, તદ્દન ગોળ, ઉપર કાંઠાવાળો, લાકડાનો જૈન મુનિઓના વપરાશનો લોટો. આ લોટા સાથે તેની ઉપર કાંઠા અને ટેકણ વગરનો ગોળ દડા જેવો બીજો લાકડાનો લોટકો હોય છે. તેને ચેતનો કહે છે. તળિયે કશા વગરનો હોવાથી તેને હમેશાં તરપણી ઉપર જ રાખવામાં આવે છે. તેથી આ બે પાત્રો 'તરપણીચેતનો' ના દ્વંદ્વ નામથી જ બોલાય છે. આવી તર્પણી કાસાની પણ બને છે. જૈન સાધુઓ ધાતુનો સદંતર ઉપયોગ કરતા ન હોવાથી ધાતુની તર્પણી બીજી કોમો વાપરે છે.
ઉપર બતાવેલાં પાત્રોનો બૌદ્ધ સાધુઓ ઉપયોગ કરે છે પણ તેઓ માટીનાં બનાવેલા પાત્ર જ વાપરે છે.



62 તરપણી

**ત્રભાણી**–સ્ત્રી.
તરભાણું.



63 તપેલી

**તરભાણું**–ન.
પૂજા વખતે વપરાતું તાંબાનું રકાબી ઘાટનું વાસણ.
'વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો.'
(એક કહેવત)

**તરાકો**–પુ. (કાંઠાની બોલી)
તપેલી ઢાંકવાનું છીબું.

**તવેથો**–પુ.
તપેલામાં કે તાવડામાં શેકતી વખતે વાનગી દાઝીને ચોંટી ન જાય તે માટે વાસણના અંદરના તળિયેથી વસ્તુ સતત ઉખાડતા રહેવા માટેનું સાધન.

**તવી**–સ્ત્રી.
ભાખરી શેકવાની તાવડી. તળવાની કડાં વગરની કોઈપણ ધાતુની કડાઈ.

**તવો**–પુ.
તાવડો, ભાખરી શેકવાની મોટી તાવડી.

**તસ**–પુ.(પારસી બોલી)
પાણું. થુંકદાન.
(કચ્છી બોલી) પાટિયા ઘાટનું ચિત્રામણવાળું માટીનું વાસણ આ ચિત્રામણ હરપ્પા સંસ્કૃતિના ટીંબાઓમાંથી મળતાં વાસણોના ચિત્રામણને ઘણાં મળતાં આવે છે.

**તામ્બડો**–પુ. (ચૌધરી બોલી)
ઘડાથી મોટું ધાતુનું વાસણ.



64 તસ



65 તવી

**તામડી**–સ્ત્રી.
તાંબડી.

**તાવી**–સ્ત્રી. (ઢોડિયા બોલી)
માટીની તાવડી, બ. વ. તાવિયા.

**તાસક**–સ્ત્રી. (ફા-તશકરી)
છીછરી ગોળ થાળી.
તાસકનો ઉપયોગ ખાસ કરીને મહેમાન આગળ પાન અને બીજાં મુખવાસ ધરવા માટે કરવામાં આવે છે. તેના અંદરના ભાગે સુંદર કોતરણી કરવામાં આવે છે. તપેલી પર ઢાંકવાનું છીબું.

**તાંબડ**–ન.
પૂજા માટેનું એક વાસણ. તરભાણી.

**તાંબડી**–સ્ત્રી.
બોઘરણી ઘાટનું તાંબા યા પિત્તળનું વાસણ. મોટે ભાગે પિત્તળનું હોય છે. બ્રાહ્મણોને લોટ માગવા જતી વખતે સાથે લઈ જવાનું સાધન.
વટલોઈ. તાંબાનો રસ રેડતી વખતે ઢોળાએલા દાણા.



66 તાંબડી

**તાંબા કાંટો**–પુ.
તાંબા પિત્તળનાં વાસણોનું બજાર કે હાટ.

**તાંબાકુંડી**–સ્ત્રી.
પાણી ભરવાનું કૂંડી ઘાટનું વાસણ, તેને ઊંચકવા માટે બન્ને બાજુ રમતાં કડાં હોય છે અને તળિયે વાટકી જેવી બેઠક હોય છે. આ અતિ પ્રાચીન વાસણ છે. તેનો ઉલ્લેખ જૂનામાં જૂના સંસ્કૃત સાહિત્યમાં પણ આવે છે.
ગુજરાતના જૂના ઘરોમાં ઘરોઘર જોવા મળે છે. લોકગીતોમાં સ્વાગતસૂચક દરેક ગીતમાં તેનો ઉલ્લેખ અચૂક આવે છે.
'તાંબાકૂંડી જળે ભરીરે.
નાવણ દેશું....'

**તાંબાગોળી**–સ્ત્રી.
તાંબાની મોટી ગોળી.

**તાંબાઘડો**–પુ.
તાંબું ઘડવાનું કામ કરનારો કંસારો.

**તાંબારાઈ**–સ્ત્રી.
તાંબાનું ઝાળણ.

**તાંબિયો**–પુ.
તાંબાનો લોટો. તાંબાનો સિક્કો. પૈસો.

**તાંબી**–સ્ત્રી.
તાંબાની કડછી.

**તાંબૈડી**–સ્ત્રી.
તાંબાનો કે કાંસાનો વાટકો.

**ત્રાંબું**–ન. (સં. તામ્ર)
તાંબું.


67 તાંબાકુંડી

**ત્રાંસ**–પુ.
તાંબાની રકાબી. તાંબાની મોટી કથરોટ.

**તાંસલું**–ન.
કટોરો. તામડી.

**તાંસળી**–સ્ત્રી.
(ફા. તશ્ત. હિં. તસલા, મરાઠી તસરાળેં) અર્ધ દડા જેવું છાલિયા ઘાટનું કાંસાનું વાસણ. આ વાસણ ઓછામાં ઓછુ એક લીટર પ્રવાહી સમાય તેવડું હોય છે. તેનાથી નાનું તે જ ઘાટનું વાસણ છાલિયું કહેવાય છે અથવા બીજા નામે ઓળખાય છે. એમ તાંસળી શબ્દ સાથે તેનું કદ જોડાયેલું છે.
પહેલાંના વખતમાં લડાઈ વખતે માથા ઉપર ઢાંકી તે ઉપર પાઘડી બાંધી લડાઈમાં જવાતું, તેથી તલવારના ઘા સામે માથાનું રક્ષણ થતું. તાંસળીથી ઓળખાતો શબ્દ 'તેર તાંસળી' છે. એક જ તાંસળીમાં આભડછેટ વગર એક જ પંગતે બેસીને સાથે જમી શકે તેવી તેર ન્યાતો' તેર તાંસળી' કહેવાય છે.

**તાંસળું**–ન.
તાંસળી.

**તાંસિયો**–પુ.
તાંબાનો મોટો વાટકો.

**તુંબડિયો**–પુ
સ્વામિનારાયણિયો લોટો.

**તોડી**–સ્ત્રી. (ભીલી)
દહીં વલોવવાનું મોટું કાળું વાસણ.



68 તાંસળું



69 તાંસ

**તોડું**—ન. (દક્ષિણ ગુજરાત)
તોલડું. તેનો બીજો ઉચ્ચાર ટોડું
પણ થાય છે

**તોલડી**—સ્ત્રી.
માટીની હાંડલી, ભાત કે કઢી રાધવા માટે વપરાતું
કાળા રંગનું પહોળા મોંનું હાંડલું
સ્મશાનમાં આગ લઈ જવા વપરાતી દોણી કે હાંડલી

**તોલડું**—ન.
માટીનું કાળા રંગનુ ભીક્ષાપાત્ર.
નાના કદનું હાંડલું

**તોશ**—ન.
એક જાતનું માટીનું નાનું કૂંડું



70 તોલડું



**થાળ**–પુ. (સં. સ્થાલ.)
ત્રાંસા કાંઠાની તાંબા કે પિત્તળની કથરોટ. તાંબાના થાળ શુકનવંતા ગણાય છે.

**થાળી**–સ્ત્રી. (સં. સ્થાલી)
ઊભા કાંઠાવાળુ ગોળ સપાટ વાસણ.
થાળીનો ઉપયોગ જમવામાં થાય છે. તે ઉપરાંત આદિવાસીઓમાં થાળીનો ઉપયોગ નૃત્ય વખતે વાદ્ય તરીકે થાય છે. જૈનો પૂજા ભાવના વખતે તેનું વારંવાર વાદન કરે છે. મંગળવાદન માટે એટલે કે બાળજન્મ વખતે કે એવા શુભ પ્રસંગોએ થાળી વગાડવાનો હિન્દુઓમાં રિવાજ છે. ડાંગ જિલ્લાના આદિવાસીઓ થાળી વચ્ચે અંબાડાની સોટી ઊભી રાખીને તેમાંથી વાયોલિન જેવો સતત સૂર કાઢે છે.
થાળી મુખ્યત્વે કાંસા અને પિત્તળની બને છે. તેના કાંઠા ત્રણ ઘાટમાં હોય છે. પ્રેસના બીબામાં દબાવીને બનાવેલી થાળીના કાંઠા સીધા હોય છે. બીજી જાતની થાળીના કાંઠા કથરોટ જેવા જમીન સાથે ૪૫° નો ખૂણો બનાવે તેવા ત્રાંસા હોય છે, જ્યારે કાંસાની થાળીના કાંઠા ઉપર જતાં અંદર વળેલા હોય છે. જમતી વખતે દાળ, ભાત કે ખીચડી જેવી અર્ધપ્રવાહી વાનગી કાંઠા પાસે લઈ જઈ, કાંઠેથી આંગળાં વડે ઉપાડવામાં નીચે વેરાવાનો ડર રહેતો નથી. એમ તે વધુ સગવડ ભરેલી ગણાય છે.

**થુંકદાન**–ન.
થૂંક ઝીલવાનું સાધન. નીચેથી લોટી જેવું અને ઉપર જતાં પહોળા મોંનું બને છે. બિમારોને હાથ-મોં ધોવાનાં થૂંકદાનના કાંઠા મોટા થાળી જેવડા હોય છે. નાના જમણવાર કે જ્યાફત વખતે જમતાં પહેલાં અને પછી મહેમાનને હાથ ધોવા માટે ધરવામાં આવે છે.

# દ

**દડિયો**–પુ.
ખાખરાનાં બે પાન સામસામાં જોડીને કૂંડી ઘાટનુ બનાવેલું પાંદડાનું પાત્ર–પડિયો.

**દયડો**–પુ.(ચૌધરી બોલી)
દડિયો, પડિયો.

**દવાત**–પુ (ફારસી)
ખડિયો.

**દાથરી**–સ્ત્રી.
લોટ મસળવાની માટીની કથરોટ

**દાબડો**–પુ.
પિત્તળનો ગોળ ચપટો ડબ્બો. ડબરો

**દીવાણી**–સ્ત્રી. (ભીલી)
કોડિયું.

**દીવી**–સ્ત્રી.
નીચે થાળું, વચ્ચે ઊંભી દાંડી અને ટોચ ઉપર પાંચ કે સાત દીવેટો રાખી શકાય તેવી ઘીસીવાળા સાધનથી દીવી બને છે. તે ઉપરાંત ઘરની છતમાથી સાંકળ વડે ટાંગવાની તે જ પ્રકારની દીવી બને છે. આ દીવીની સાંકળ અનેક ઘાટમાં ગુંથેલી તથા વચ્ચે હાથી, હંસ, પુતળી, મોર, પોપટ વગેરે આકૃતિઓ મૂકેલી હોય છે.



1 દીવી

**દુઝાતણું**–ન (ઉ. ગુ)
દહી મેળવવાનુ માટીનું વાસણ

**દુણું**–ન (ભીલી બોલી)
દોણુ

**દેગ**–સ્ત્રી
મોટા જમણવાર વખતે દાળ, ખીચડી જેવી પ્રવાહી કે અર્ધપ્રવાહી વાનગીઓ ઉકાળવા-રાંધવાનું મોટું વાસણ તેનો આકાર નીચેથી પહોળો અને ઉપર જતાં સ કોડાતો હોય છે

**દેગડી**–સ્ત્રી
પાણી ઊનુ કરવાનુ ચરૂ ઘાટનું કડાં વગરનું તાંબા કે પિત્તળનુ પાત્ર

**દેગડો**–પુ
હાંડો. ઘડા કરતાં બમણું કે અઢીગણું પાણી સમાય તેવડું તાંબાનુ વાસણ, તે પિત્તળનુ અને ક્વચિત્ રૂપાનુ પણ જોવા મળે છે.
દેગડા સાથે ઘડો ઘણું ખરૂં હોય છે તે બન્નેના જોડાને બેડું કહે છે દેગડો એ બેડાનું મોટું પાત્ર છે


72 દોણી

**દેરડી**–સ્ત્રી
માટલી ઘાટનાં માટીનાં વાસણો ઉપરાછાપરી ગોઠવીને બનાવેલી રચના, ઉતરડ આ રચનામાં વધુમા વધુ પાંચ માટલા હોય છે.


73 દેગ

**દોણી**–સ્ત્રી
છાશ ભરવાનુ નાનુ કાંઈક દડાના આકારનું ગોળ માટીનું વાસણ

**દોણું**–ન.
દોણી.

**દોત**–પુ. (ફા દવાત)
ખડિયો.


74 દેગડી

# ધ

**ધડી**—સ્ત્રી. (કચ્છી)
ચામડાનું એક માપિયું.

**ધડુ**—પુ.
કળશાનો એક ઘાટ.

**ધબો**—પુ. (કચ્છી)
તેલ કે ઘી ભરવાનું ચામડાનું કૂડલું.

**ધંતુરી**—સ્ત્રી.
ચલમ.

**ધાબું**—ન.
દૂધ ભરવાનું કેન. તે પાંચ લીટરથી માંડીને વીસ લીટર સુધીનું પ્રવાહી સમાય તેવડાં મોટા કદનાં બને છે. દશ લીટર પછી તે દશના ગુણાંકમાં બને છે. પાંચ લીટર નીચેનાં પિત્તળ કે એલ્યુમિનિયમનાં બને છે. દશ લીટર ઉપરનાં લોખંડ અને એલ્યુમિનિયમનાં બને છે.

**ધુપિયું**—ન.
ધૂપ સળગાવવા માટે કોલસા ભરવાનુ ઢાળેલા પિત્તળનું કે માટીનું વાસણ.



# ન

**નળો**–પુ.

પાણી ભરવાનું તાંબાનું નળાકાર મોટું સાધન.-નળી નાની હોય છે અને તે એકાદ મીટર સુધીની હોય છે. નળો તેથી ઊંચો હોય છે.

**નળી**–સ્ત્રી.

એકાદ મીટર સુધીનું તાંબાનું કે પિત્તળનું નળાકાર વાસણ.

**નાંદ**–સ્ત્રી.

પાણી ભરવાની મોટી કોઠી તે માટી અને તાંબું બન્નેમાં જોવા મળે છે. માટીની નાંદ છ ફૂટ સુધીની મળે છે અને તે કેળાં પકવવામાં વપરાય છે.

**નાંદરવો**–પુ (ઉ. ગુ.)

મોટી નાંદ.



76 નાંદ

# પ

**પતરૂં**–ન.
ચોરસ ઘાટનું, ઊભા કાંઠાનું, ચૂરમું ભેળવવાનું તાંબાનું મોટું વાસણ. ચોકી. ગોળ ઘાટનું ઊભા કાંઠાનું થાળી જેવું પિત્તળ કે લોઢાનું વાસણ. જેનાં ચકતાં પાડવાનાં હોય તેવી મોહનથાળ, મગજ, બરફી ચૂરમું વગેરે જેવી મીઠાઇઓ ઠારવાનું સાધન.

**પતીલી**–સ્ત્રી. (દક્ષિણ ગુજરાત) (હિન્દી.)
તપેલી.

**પરણાયું**–ન
કોડિયું.
દયા દિવેલ પ્રેમ પરણાયું લાવો માંહી સુરતાની
દીવેટ બનાવો. પછી બ્રહ્મ અગ્નિને ચેતાવો,

(ભક્ત કવિ રણછોડ)

**પરાઈ**–સ્ત્રી.
ખાંડવાનો દસ્તો.

**પરાત**–સ્ત્રી. (હિન્દી)
તાંબાની મોટી કથરોટ.

**પરાળ**–સ્ત્રી.
ખાંડવાનો લોખંડનો દસ્તો.

**પવાલું**–ન.
પાણી પીવાનો પ્યાલો, નળાકાર અને ઉપરથી કિનારી વાળેલો ડાબરિયા ઘાટનો પ્યાલો. પાણી ભરવાની મોટી નળી.

**પવાલો**–પુ.
પાણી ભરવાનો તાંબા કે પિત્તળનો નળો.



77 પરાત


78 પળી

79 પંચપાત્ર

**પળી**–સ્ત્રી.
તેલ કે પ્રવાહી ઘી કાઢવાનું સાધન. પળી નાની પણ હોય. નાની પળી ઘી પીરસવામાં અથવા રસોઈમાં તેલ રેડવામાં વપરાય છે.
તલ કે કેરોસીન માપીને આપવા માટે જુદા જુદા માપની નળાકાર લાંબા હાથાવાળી પળી.
મોટી પળીઓ લોખંડની હોય છે. કોઈવાર નાની પળીઓ પણ લોખંડની બનેલી જોવામાં આવે છે. સામાન્ય રીતે નાની પળીઓ તાંબુ, પિત્તળ, સ્ટીલ કે પતરાની બને છે.

**પંચદીવી**–સ્ત્રી.
પાંચ દીવેટ સાથે પ્રગટાવી શકાય તેવા ઘાટની, નીચે મૂકવાની કે ટાંગવાની દીવી.

**પંચપાત્ર**–ન.
પૂજા માટે વપરાતું નળાકાર પવાલા જેવું પાત્ર. મોટે ભાગે તે તાંબાનું હોય છે. છતાં તાંબા, પિત્તળ બન્ને ધાતુની કારીગરીવાળાં પંચપાત્ર પણ બને છે. આવાં પંચપાત્ર ગંગાજળની પંચપાત્ર તરીકે ઓળખાય છે. મોટે ભાગે પંચપાત્ર ઢાળાનાં બને છે છતાં પ્રેસમાં દબાવીને બનાવેલાં પણ જોવા મળે છે. ઢાળેલાં કાંસા યા પંચ ધાતુનાં બને છે.
ઉત્તરભારતમાં પંચપાત્ર સાદાં અને ઉપર કોતરેલાં ચિત્રોવાળાં હોય છે, જ્યારે દક્ષિણ ભારતનાં ઢાળેલાં અને ઢાળાની કારીગરવાળાં તથા અનેક ડિઝાઈનનાં કંદોરાવાળાં બને છે. તેની દિવાલો અંતર્ગોળ હોય છે અને તળિયે ત્રણ કે ચાર ટેકણ જેવા પાયા પણ હોય છે.

**પણિયેરા**–ન. (ઢોડિયા બોલી)
પાણિયારૂં.

**પાટઈ**–સ્ત્રી.
પાયલી. અનાજ માપવાનું સાધન. તે લોખંડનું

પિત્તળના પટ્ટા જડેલું હોય છે.

**પાટિયો**—પુ.

પહોળા મોંનું અને ખૂબ ચપટું હાંડલી ઘાટનું વાસણ.

ખાસ કરીને ખીચડી, ભાત અથવા કઢી બનાવવામાં વપરાય છે. પાટિયા ઢાળેલા પિત્તળના અથવા કાંસાના વધુ વપરાય છે.

**પાટલી**—સ્ત્રી.

ત્રણ યા ચાર પાયાનું રોટલી વણવાનું ગોળ સાધન. મુખ્યત્વે લાકડાનું હોય છે.

**પાટ્ચો**—પુ. (ભીલી)

તેલ લેવાની પળી.

**પાટુડી**—સ્ત્રી.

ઘી કે તેલ ભરવાની નાની કળશલી. પાટુડી મુખ્યત્વે દેગ ઘાટની હોય છે.

**પાટુડો**—પુ. (ચૌધરી બોલી)

ધાન રાંધવાનો કે રાબઢાચલું ઉકાળવાનો માટીનો પાટિયો.

**પાતર**—પુ. (કચ્છી બોલી)

તાંબાનો કે પિત્તળનો થાળ.

**પાતરાં**—ન.

નિ. બ. વ. જૈન મુનિઓને વાપરવાનાં કાંઠા વગરની તપેલી જેવાં લાકડાનાં વાસણોનો સેટ.તેની દિવાલો ઉપર જતાં અંદરની બાજુએ સંકોડાતી હોય છે આ વાસણો ૫, ૬, ૭ કે ૧૦ સેટમાં હોય છે. તે અંદરથી સફેદ અને બહારથી લાલ રંગેલાં હોય છે. જ્યારે ઉપરની ધારે કાળા રંગની પટ્ટી હોય છે.



**પાનદાન**—સ્ત્રી.

પાન ભરવાની અથવા પાનબીડાં બનાવવા માટે વપરાતી બધી સામગ્રી-જેવી કે કાથોચૂનો, સોપારી, તજ, લવિંગ, એલચી, વરિયાળી વગેરે રહી શકે તેવાં ખાનાં અથવા છુટી ડબ્બીઓવાળી તાંબા કે પિત્તળની ગોળ, ચોરસ, છખૂણ કે અષ્ટકોણ પેટી.

**પાર**—સ્ત્રી.

અંદરથી લાખ ચોપડેલી અથાણું ભરવાની માટીની બરણી.

**પારઈ**—સ્ત્રી.

તાંબાનો મોટો થાળ. પારસ શબ્દનું અપભ્રંશ રૂપ.



80 પાનદાન

**પાલી**–સ્ત્રી.
અનાજ માપવાનું તાંબા, પિત્તળ કે લોઢાનું સાધન. તે છ શેર (ચાળીસ તોલાનો શેર) અનાજ ભરાય તેવડું હોય છે.

**પાવડો**–પુ. (કચ્છી)
તેલ લેવાની પળી.

**પાવળું**–ન.
નાની પ્યાલી.
'હરિજન તરસ્યો જાણી
પાયું નહીં પવાલું પાણી?' (દે. પિ. જોષી.)

**પાળું**–ન.
પહોળા થાળાવાળું પિકદાન.
બિમારોને હાથ મોં ધોવા અથવા થૂંકવા માટેનું સાધન. ધનવાનો, જમીનદારો વગેરેને ત્યાં મહેમાન આવે ત્યારે જમતી વખતે અને પછી હાથ મોં ધોવા માટે ધરવામાં આવે છે.

**પિકદાન**–ન. (હિન્દી. પિકદાન)
થૂંક ઝીલવા માટેનું પિત્તળ કે તાંબાનું સાધન. કોઈકવાર જર્મન સીલ્વરનું પણ જોવા મળે છે. જૂનાં પિકદાન કાંસાનાં યા ઢાળેલા પિત્તળનાં નાના કદનાં અને વિવિધ આકારવાળાં હોય છે. પીકદાન ઢાંકણાવાળાં પણ હોય છે.

**પિત્તળિયો**–પુ.
છાલિયો વાટકો.

**પિત્તળી**–સ્ત્રી.
પિત્તળની વાટકી તેનો ઘાટ નિશ્ચિત હોતો નથી.





**ફેરવો**—પુ. (ઉ. ગુ.)
તવેથો

82 ફેરવો

# બ

**બકડિયું**—ન.
તેલ, ઘીમાં તળવાની વાનગી બનાવવાનું સાધન. કડાઈ.

**બખ્ખડિયું**—ન.
બકડિયું.

**બગોનું**—ન. (મુસલમાની)
બઘોનું, તાંબાની ઘડેલી તપેલી.

**બઘોનું**—ન.
મુસલમાની દેગ ઘાટનું તપેલું. ભગોનું.

**બટેરું**—ન.
દૂધ માપવાનું ધાતુનું વાસણ. ચા પીવાનું માટીનું વાસણ.

**બટ્ટી**—સ્ત્રી (કાંઠાની બોલી)
તાડી પીવાનું માટીનું વાસણ.

**બતક**—સ્ત્રી.
પાણી ભરવાનું ચપટું ગોળાકાર અને સાંકડા મોંનું ગરદન વગરનું સાધન. મુસાફરીમાં સાથે લઈ જવાની બતક પિત્તળની હોય છે, જ્યારે ખેતરે કે વગડામાં કે બકરાં ચારવા જતાં લઈ જવાની બતક માટીની હોય છે


83 બતક


84 બગોનું



85 બદનો



86 બરણી (કાજુ)

**બતકું**—ન. (ભીલી)
પાણી કે દારૂ ભરવાનું માટી કે પિત્તળનું સાધન. બતક.

**બદનો**—પુ.
નાળચાવાળો મોટો લોટો.

**બબૂચક**—પુ.
એઠા ઘાટની દેગડી.

**બરણી**—સ્ત્રી.
તેલ કે ઘી ભરવાનું ઊભા ઘાટનું વાસણ.
આ વાસણ નળાકાર, ભમરડાના ઘાટમાં, કાજુના ફળના આકારમાં એમ વિવિધ ઘાટમાં બને છે. મુખ્યત્વે પિત્તળનું બને છે.

**બંબો**—પુ.
પાણી ગરમ કરવાનું, ચકલીવાળું નળાકાર ઊભું બોયલર, તેની વચ્ચોવચ એક ભુંગળું હોય છે ં કોલસા કે લાકડાં બાળવામાં આવે છે.

**બાલદી**—સ્ત્રી
ડોલ. પાણી ભરવાનું શંકુ-નળાકાર વાસણ.
તે પિત્તળ, એલ્યુમિનિયમ, તાંબુ, લોખંડ વગેરે ધાતુનું બને છે.

નવા ઘાટની બાલદી તળિયા પાસે ગોળાકાર, ઉપર બુઝારા જેવા ઢાંકણાવાળી હોય છે.

**બુઝારૂં**—ન.

ગોળાઢાંકણું, મુખ્યત્વે પિત્તળનું હોય છે. નવી ધાતુઓમાં પણ બને છે. તેનો આકાર અર્ધગોળાકાર ઘુમ્મટ જેવો અથવા બનારસી ટોપી જેવો હોય છે તેની મધ્યમાં ઉપાડવા મૂકવા માટેના સાધન તરીકે ઓરિયું કે મોરની આકૃતિ બેસાડેલી હોય છે.

**બેકડિયું**—ન. (કચ્છી)

મોટું, એક મીટરથી ચારેક ફૂટના વ્યાસનું અને એકાદ ફૂટ જેટલા ઊભા કાંઠાવાળું, કાંઈક નળાકાર, ધારવાળું વાસણ.

રંગરેજો-ખાસ કરીને બાંધણીનું રંગાટ કામ કરનારાઓનું આ વાસણ છે. મોટી લંગરી જ સમજો.

**બેડું**—ન.

હાંડો અને ઘડો એમ બે વાસણ મળીને જે જોડ થાય છે તેને બેડું કહે છે. પાણી ભરવા જતાં સ્ત્રીઓ આ બે વાસણો સાથે જ ઊંચકે છે. બેડું જે બે વાસણોના અર્થમાં વપરાતો શબ્દ છે તે બે વાસણો માટે; હાંડોઘડો ઘડોદેગડો, ગોળીધોણિયો એમ પ્રાદેશિક અસર પ્રમાણે વિવિધ નામે પણ બોલાય છે. લોકબોલીઓમાં તેને લગતાં પુષ્કળ લોકગીતો સાંભળવા મળે છે.

"છલકાતું આવે બેડલું, મલકાતી આવે નાર"
"સોના ઇંઢોણી રૂપા બેડલું" વગેરે

**બોહિયું**—પુ. (પારસી બોલી)

ભાત ઓસાવવાનો ઝારો. પારસીઓ તેનો ઉચ્ચાર 'બોહિયો' જેવો કહે છે.



87 બુઝારૂં



88 બોહિયું



**ભગોનું**–ન. (હિન્દી. પંજાબી)
દેગ ઘાટનુ તાંબાનુ હાળ, ખીચડી
કે પુલાવ બનાવવાનું અંદરબહાર કલાઈ કરેલું વાસણ.

**ભટુરો**–પુ. (ભીલી)
ગાડાની લાંબી મુસાફરી વખતે ગાડા નીચે
શીંકલામાં ટીંગાતી પાણી ભરેલી માણ ઉપર ઢાંકવાનો
લાંબા પ્યાલાના ઘાટનો માટીનો યા પિત્તળનો લોટો.

**ભદડું**–ન
તમાકુ ભરવા માટેનુ તદ્દન દડા જેવા ઘાટનું કાળી
માટીનું મોટા લોટા જેવડું વાસણ.

**ભપકો**–પુ.
અત્તર કે ગુલાબજળ ગાળતી વખતે વરાળ
ઝીલવાનુ વાસણ. (ભાપ–વરાળ એ અર્થમાં)

**ભસુરૂં**–ન (ઉ. ગુ)
છાશ વલોવવાનું માટીનુ વાસણ

**ભંટો**–પુ.
ઉપર ગુંબજ આકારના ઢાકણાવાળો તાંબાનો ડાબડો.

**ભાચરી**–સ્ત્રી (ભીલી)
ઘેંશ બનાવવાનું ઘાટમા પાટિયાને કાંઈક મળતું
આવતું માટીનુ વાસણ.

**ભાચરો**–પુ. (ભીલી)
દહીં મેળવવાનું પહોળા મોંનું માટીનું વાસણ.

**ભાતિયું**–ન
ભાત પીરસવાનું ચૂનાલોઢાના ઘાટનું પિત્તળ કે
અન્ય ધાતુનું સાધન.

**ભાદરવો**–પુ.
પાણી ભરવાનું ગોળી ઘાટનું બહુ મોટું સાધન.
તે પિત્તળ કે માટીનો હોય છે. કાઠી કોમમાં દીકરીને
કરિયાવરમાં પિત્તળની બે કડાંવાળી મોટી ગોળી
આપે છે. તે પ્રકારની ગોળીને પણ ભાદરવો કહે છે.



89 ભગોનું



90ભટુરો



91ભાદરવો

# મ

**મણ**–પુ. (દક્ષિણ ગુજરાત)
સાંકડા મોંનું બે ઘડા જેટલું પાણી
સમાય તેવડું માટીનું વાસણ; માણ.

**મશાલિયું**–ન.
મરચું, હળદર વગેરે દળેલો મસાલો ભરવાનું
ખાનાંખાનાંવાળું, ઢાંકણાંવાળું લાકડાનું કે
પિત્તળનું સાધન. કઠોડો.

**મંધિયાણું**–ન. (કચ્છી)
રવૈયો, તે લાકડા, પિત્તળ કે
એલ્યુમિનિયમનું બને છે.

**માટલી**–સ્ત્રી.
મુખ્યત્વે લાલ માટીનું એક હાંડો પાણી માય તેવડું
વાસણ.

**મંધ**–પુ. (કચ્છી)
પહોળા થાળા જેવા મોંવાળી પિત્તળની
સાંકડી ઊંચી ગરદનવાળી ગોળી. તે દૂધ અને પાણી
ઉકાળવામાં વપરાય છે.

**માટલું**–ન.
પાણી ભરવાની એક બેડું સમાય એવી કાળી કે
લાલ માટીની ગોળી.


92 મંધ


93 મશાલિયું

**માટલી**–સ્ત્રી.
મોટું માટલું.

**માણ**–પુ.
સાંકડા મોંનું મોટું ગોળાકાર, માટલા જેવું તાંબાનું વાસણ આ વાસણનો ઉપયોગ પહેલાંના વખતમાં પાણી ભરવામાં થતો. તે ઉપરાંત તે લઈને માણભટ્ટો ગામના ચોકમાં બેસી દશે આંગળીઓમાં તાંબાના કરડા પહેરી તે વડે તાલ આપતા જઈ આખ્યાનનાં ગીતો ગાતા.

મહાકવિ પ્રેમાનંદ પોતે માણભટ્ટ હતા. હાલ આ પ્રથા ગુજરાતમાથી લગભગ લુપ્તપ્રાયઃ થઈ ગઈ છે.

ઋગ્વેદમાં આ વાદ્યનો ઉલ્લેખ 'ગર્ગર' તરીકે છે.

**માણું**–ન.
અનાજ માપવાનું ખાસ માપનું સાધન.



94 માણ

**માનહી**–સ્ત્રી. (કચ્છી)
તાવડી.

**માપલો** પુ. (કચ્છી)
અનાજ માપવાનું કોઈપણ સાધન.

**માપિયાં**–ન.
અનાજ માપવાનાં સાધનો સૌરાષ્ટ્રમાં તે પાલી, અધવાલી અને ધડુના ઉતરતા ક્રમમાં વપરાય છે. સામાન્ય રીતે પાલી છ શેરની ગણાય છે.

(શેર=૪૦ તોલા)

ભીલોના માપિયાં; અદોળલ્યું, નવટાંક્યું, પાહુરો, અદહેરજ્યુ અને હેરજ્નો–એમ અધોળથી શેર સુધી ચડતા ક્રમમાં બોલાય છે.

**મામાટ**
લગ્ન વખતે જાન વિદાય થતી હોય ત્યારે માતા તરફથી વર કન્યાને મીઠાઈ વગેરે ખાદ્ય પદાર્થો ભરીને આપવામાં આવતી મોટી તાંબાની ગોળી. કાઠી કોમમાં આ ગોળી પિત્તળની અને નળાકાર ઘાટની હોય છે. વળી તેને ચરૂ જેવાં બે કડાં હોય છે. તે ઉપરાત પ્રાદેશિક અને કોમની અસર પ્રમાણે તેના જુદા જુદા ઘાટ હોય છે. કેટલીક કોમોમાં મામાટ મોટું માટીનું હોય છે અને તેના ઉપર ખડી અને રમચીનું સુંદર ચીતરામણ કરેલું હોય છે.



95 મામાટ

**માલવું**—ન. (ઉ. ગુ.)
છાશનું વાસણ.

**માંડ**—સ્ત્રી.
ઘરમાં અંદરના ઓરડાની પછીતે છાજલી, પટારા વગેરે ઉપર ગોઠવેલી વાસણોની રચના.

**માસારી—(ઈસ્નાસીરી)**—સ્ત્રી.
ગુલાબદાની.

**મોણિયું**—ન. (ઉ. ગુ.)
માટીનો ઘડો. માટલી મોણિયું એ દ્વંદ્વ સાથે જ બોલાય છે અને તેનો અર્થ મટીનું બેડું થાય છે.

**મોરિયો**—પુ.
કાળી માટીનો નાનો ગોળ ઘાટનો છાસ ભરવાનો ઘડુલો.



૭૬ મોણિયુ

# ર

**રકાબી**–સ્ત્રી.

ચહા પીવાના પ્યાલા નીચે રાખવાનું તથા તેમાં રેડીને ચહા પીવામાં વપરાતું સાધન. આ વાસણ માટી અને તાંબા સિવાય બધી ધાતુમાં અને ચિનાઈ માટી તથા કાચમાં બનાવેલ મળે છે.

**રંગાડી**–સ્ત્રી

લીંબોળી ઘાટનું મોટું તાંબાનું વાસણ આ વાસણ એક મીટરથી દોઢ મીટર સુધીનું ઊંચું હોય છે. તેનુ તળિયું ગોળ હોય છે. તેમાં મોટી લાકડાની વળી પરોવી ખભે ઊંચકીને ચૂલ ઉપરથી નીચે ઉતારાય છે

**રંધોડું**–ન.

રંગાડી.

**રામણ દીવડો**–પુ.

રમણ દીવડો શબ્દનું અપભ્રંશ રૂપ, રમતો દીવો, લગ્ન વખતે વર કે કન્યાની મા બધી લોકાચારની શુભ વિધિઓ કરતી વખતે હાથમાં રાખે છે. દીવાના પાછળના ભાગમાં સ્વસ્તિવચન લખેલું ચોરસ પતરૂં હોય છે. દીવો પીપળના પાનના




97 રામણ દીવડો

ઘાટમાં, આ પતરાની આગળ, નીચેની ધારે વચ્ચોવચ્ચ બેસાડેલા આકારમાં કરવામાં આવે છે.
આ ઉપરાંત એક લાકડાની દાંડીના છેડે એક અંકોડો લગાડી તે સાથે પળીના ઘાટે એક લટકતો દીવો કરે છે તે પણ રમણ દીવો કહેવાય છે.
આ દીવો ભોપાઓ જ્યારે પડનું ગાયણ કરતા હોય ત્યારે ભોપી હાથમાં ઝૂલતો રાખે છે અને તે વડે પડમાં આવતાં પાત્રો અને ભોપાના ચહેરા પર પ્રકાશ પાડતી રહે છે.

**રામપાતર**–ન.
માટીનું મોટું કોડિયું, શકોરૂં.

**રામૈયું**–ન.
રામપાતર.

**રાવવ ટકો**–પુ. (કચ્છી)
રામપાતર

**રેતદાન**–ન.
ચોપડા લખતી વખતે વધારાની શાહી ચુસાડી લેવા માટે લખાણ ઉપર રેતી છાંટવાનું પિત્તળનું સાધન.


98 ભોપાનો રામણ દીવડો


99 રેતદાન

# લ

**લકકડિયું**–ન
જુઓ–કઠોડો.

**લંગરી**–સ્ત્રી. (મુસ, પારસી)
નાની થાળી. જેના કાઠા સાધારણ થાળી કરતાં કાંઈક ઊંચા હોય છે. પારસીઓની લંગરીના પડખાનાં પતરાં વધારે ઊંચાં હોય છે અને લગભગ એક તપેલાનો ઘાટ પકડે છે. વળી તેની ઉપરની ધાર તપેલીની માફક વળેલી હોય છે. તે સામાન્ય તપેલી કરતાં છીછરી હોય છે જલેબી તળવાની કડાઈથી કાંઈક ઊંચી કડાઈને પણ લંગરી કહે છે.

**લીંબોળી**–સ્ત્રી.
લીંબોળીના ફળના ઘાટનું મોટું દાળ ઉકાળવાનું વાસણ, જુઓ રંગાડી

**લોટકો**–પુ.
માટીના ઘાટનો ચેડવો અથવા માટીના લોટાના ઘાટનુ નાનું વાસણ.

**લોટો**–પુ.
પાણી ભરવાનું નાનું ગોળ દડાના આકારનું અથવા ભમરડાના ઘાટનું પાત્ર. આ ઉપરાંત પણ તેના અનેકાનેક ઘાટ હોય છે. લોટા સામાન્ય રીતે


100 લીંબોળી

૫૦૦ ગ્રામથી દોઢ લીટર સુધી પાણી સમાય તેવડા હોય છે. એથી વધારે મોટા પછી ભલે એજ ઘાટમાં હોય તો તે ઘડામાં ખપે છે. લોટાના કેટલાક ઘાટ ઘડામાં હોતા નથી પણ ઘડાના બધા જ ઘાટ લોટામાં આવી જાય છે.

**લોટી**–સ્ત્રી

નાનો લોટો.તે લગભગ ૧૦૦ થી ૨૦૦ ગ્રામ સુધી પ્રવાહી સમાય તેવડી હોય છે.

**લોઢી**–સ્ત્રી હિં. લોહ દી)

રોટલી શેકવાની લોખંડની તાવડી

**લોહિયું**–ન

ઘી કે તેલમાં તળવાની વાનગી બનાવવાનું, તાંસળી ઘાટનુ કડાં વગરનું નાનું સાધન. નામ પ્રમાણે તે લોઢાનું હોવું જોઇએ પણ તે બધી જ ધાતુનું બને છે. તળવા ઉપરાંત શેકવા તથા શાક વગેરે બનાવવામાં પણ તે વપરાય છે.

**લૉગ**–સ્ત્રી.

ગુજરાતના કેટલાક ભાગોમાં લાંબાં પાણિયારાં કરી તે ઉપર ચાર ચાર વાસણોની ઉતરડ ગોઠવવાનો રિવાજ છે. આ દરેક ઉતરડ એક લૉગ કહેવાય છે. દરેક ઉતરડમાં સહુથી નીચે ગોળી,તે ઉપર માણ કે ચરુ, તેની ઉપર ઘડો. અને તે ઉપર લોટો એમ ચાર વાસણો જોઇએ કેટલેક ઠેકાણે લોટા-ઉપર વળી નાની લોટી મૂકે છે.

દરેક ઘરમાં ઓછામાં ઓછી આવી ત્રણ કે ચાર લૉગ જોઇએ, જેમ વધુ લૉગ તેમ ઘરની સંપત્તિ અને મોભો સારો લાગે. તેથી કેટલેક ઠેકાણે પાંચ કે સાત લૉગ પણ મુકાય છે.

# વ

**વાટકો**–પુ. (કચ્છી)
વાટકો.

**વટલોઈ**–સ્ત્રી.
પાણી, દૂધ યા લોટ ભરવાનું ખાસ ઘાટનું વાસણ. મુખ્યત્વે પિત્તળનું હોય છે. કેટલેક ઠેકાણે બોઘરણીને વટલોઈ કહે છે.

**વટોડજજ્યુ**–ન. (ભીલી)
પાણી ભરવાનું મોટું માટલું. બાર ગાઉએ બોલી બદલાય એ રીતે તેના બીજા ઉચ્ચારો વોઠડજ્જુ અને વોટડજજ્યો પણ થાય છે.

**વરવાટસીંચી**–સ્ત્રી.
કરવો. આ કરવો ખાસ ઘાટનો હોય છે. તેની ગરદન બહુ જ સાંકડી, સોપારીથી ઢાંકી શકાય તેવડી હોય છે અને મોં ઉપર જતાં પહોળું થતું જાય છે. જે વરવાટ સીંચીને ઢાંકવાનું ઢાંકણું ન હોય તેને સોપારીથી ઢાંકવામાં આવે છે. જ્યારે કેટલીકમાં ખાસ ઢાંકણું હોય છે. આ ઢાકણાને વચ્ચે એક લાંબી સાંકળ જોડેલી હોય છે. તેના અંદર જતા છેડાને છેડે એક ખોલી નાખેલો ચીપિયો હોય છે. તે કરવાના મોંમાં ઉતારી પહોળો કરી નાખેલો હોય છે. તેનાથી સાંકળ કે ઢાંકણું છૂટું પડી જતું નથી. આ વાસણ ખાસ કરીને નાગરોમાં જ વપરાય છે. જ્યારે વરરાજા ઉઘલતો હોય ત્યારે વરની મા આ વાસણમાં દૂધ અને પાણી ભેગાં કરી વરની પાછળ ધારાવાડી કરતી ચાલે છે.



101 વટલોઈ

**વરવાટડી**–સ્ત્રી.
વરવાટસીંચી.

**વરવાડિયું**–ન.
ઉઘલતા વરની પાછળ દૂધની ધારાવાડી કરવામાં વપરાતું કોઇપણ સાધન. મુખ્યત્વે નાની તાંબાની લોટી જ હોય છે. પછી ગમે તે જાતનો કરવો કે છેવટે ગમે તે ધાતુનો લોટો પણ ચાલે.

**વાટકડી**–સ્ત્રી.
વાટકી માટેનો કાવ્યમાં વપરાતો લાલિત્યમય શબ્દ. સોનલા વાટકડીને રૂપલા કાંગસડી, "વાટકડીનું શિરામણ": લોભિયાએ કશા ભલીવાર વગરના કસી કસીને આપેલ જમણવાર માટે વપરાતો રૂઢ પ્રયોગ.

**વાટકો**–પુ.
પેય ભરવાનું સાધન. તે છાલિયા, ડાબરિયા અને કાંસિયા એમ ત્રણ મુખ્ય ઘાટમાં જોવા મળે છે. છાલિયા અર્ધાંદડાના ઘાટના, સહેજ છીછરા. ડાબરિયા નળાકાર ઊભી ધારના અને કાંસિયા વાટકા ગોળ તળિયાના અને ઉપરની ધાર સહેજ અંદરની બાજુ નમેલી હોય તેવા ઘાટમાં હોય છે. આ ઉપરાંત ત્રાંસી ધારવાળા રામપાતર ઘાટના સપાટ તળિયાવાળા વાટકા પણ જોવા મળે છે.


102 વરવાટડી

**વાટાં**–ન. (ઢોડિયા બોલી)
તાંસળી.

**વાડી**–સ્ત્રી. (ભીલી)
કાળી માટીની, ફાટેલા નાળચાવાળી ઘી પીરસવાની નાની વાઢી.

**વાઢી**–સ્ત્રી.
ઘી પીરસવાનું સુંદર ઘાટદાર વાસણ. તે તાંબા કે કાંસાનું બને છે. પિત્તળની વાઢીમાં ઘી લીલું અને


103 વેલણ

કસેલું થઈ જતું હોવાથી તે પસંદ કરવામાં આવતું નથી. કાંસાની વાઢી હમેશાં ઢાળીને જ બનાવવામાં આવે છે.

વાઢી કાળી માટીની પણ બને છે. મરાઠી ભાષામાં વાઢણેં-વાઢવું એટલે પીરસવું એમ શબ્દ છે. કદાચ તે ઉપરથી આ શબ્દ બન્યો હોય!

**વારિયું**—ન. (કાંઠા વિભાગ)
દહીં મેળવવાનું વાસણ.

**વાસણ**—ન.
કોઈપણ પ્રવાહી, અર્ધપ્રવાહી કે બીજો પદાર્થ ભરવાનું સાધન.

**વેલણ**—ન.
રોટલી વણવાનું સાધન. તે ખાસ કરીને બે ઘાટે હોય છે. (૧) મોઇના ઘાટે વચ્ચેથી ઊંચું અને બે બાજુ ઢળતું. (૨) વચ્ચેથી જાડું નળાકાર અને બે બાજુ પાતળી દાંડી રૂપે. વેલણ મોટે ભાગે લાકડાનાં બને છે. પિત્તળનાં વેલણો પોલાં હોય છે. તેમાં અંદરના ભાગે ઘાટઘૂટ વગરના ધાતુના ટુકડા નાખવામાં આવે છે, જેથી વેલણ ગબડાવતી વખતે તેમાંથી ખણખણાટ થાય છે. લગ્ન સમયે પાપડ વણતા સમૂહમાં બેસીને ગીત ગાતાં ગાતાં વિવિધ સ્વરોવાળાં વેલણો ખખડાટના સ્વરમેળથી ગીતમાં વાદ્ય ભળ્યાનો આનંદ આપે છે
કેટલાંક વેલણો પર ઊંડી ઘીસીઓ કે બીજી આકૃતિઓ દોરેલી હોય છે. તેનાથી દશમી ઉપર (ગળ્યાં પોતાયાં) આકૃતિઓ પાડવામાં આવે છે.

**વૉણું**—ન. (કચ્છી)
ગાડામાં પાણી ભરીને લઈ જવાનું મોટું હાંડા આકારનું તાંબાનું વાસણ.



**શકોરું**—ન.
અર્ધગોળાકાર માટીનું પાત્ર.
આનો ઉપયોગ બહોળો હોવા છતાં તેનો ઉપયોગ ગરીબો ભીક્ષા પાત્ર તરીકે કરતા હોવાથી શકોરું શબ્દ ગરીબોના ભીખ માગવાના છાલિયાના અર્થમાં જ વધારે વપરાય છે.
રામપાતરને પણ શકોરું કહેવાય છે.

**શમાદાન**—ન.
મીણબત્તી રાખવાનું સાધન. આ સાધનમાં એક રકાબી વચ્ચે તે જ ધાતુની ઊભી દાંડી હોય છે. દાંડીને નીચલે છેડે આવેલી આ રકાબીમાં મીણબત્તીમાંથી ઓગળીને નીચે જતું મીણ ઝીલાય છે. રકાબીને તળિયે ત્રણ કે ચાર ઘાટદાર પાયા હોય છે.
શમાદાન ઉપર લેખકો, કવિઓ અને ફિલસૂફોએ કલ્પનાનું ઘણું ઉડ્ડયન કરેલું છે. આ કારણે તેમની કલ્પનાની અસરોવાળાં ઘણાં સુંદર શમાદાન જોવા મળે છે. કોઈ કોઈવાર તેની રકાબીમાં શેર–બે લીટીનાં મુકતક-કાવ્યો કોતરેલાં હોય છે. જેમકે.

'મારે બન્ને આલમમાં ગમ શા માટે હોય ?
જો તારી શમાનો પ્રકાશ મારો રાહબર હોય.'

**શરવો**—પુ. (સં. સ્રુવ)
યજ્ઞમા હોમદ્રવ્યો હોમવાનું ચમચા જેવું સાધન. હમેશાં લાકડાનું જ હોય છે.
પૂજાના વિધિ પ્રમાણે તેના વિવિધ ઘાટ અને ઘાટ પ્રમાણે નામો હોય છે.



104શમાદાન

**શિવગળતી**–સ્ત્રી.
શિવલિંગ ઉપર સતત પાણી ટપકયા કરે તે માટે ટાંગવામાં આવતો શંકુ આકારના તળિયાવાળો અને તળિયે નાના કાણાવાળો ઘડો કે લોટો-લોટી, જળાધારી.

**શીંકું**–ન.
વધારાની રસોઈ કે ઘી-દૂધ જેવી વસ્તુઓ ઉંદર બિલાડાંથી બચાવવા છતમાં અધ્ધર ટાંગવામાં આવતું ચોરસ કે ગોળ છાબડી જેવું પિત્તળ કે લોખંડનું સાધન.



105 શિવગળતી

# સ

**સમઈ**–સ્ત્રી.
ઊંચી દીવી.

**સમસો**–પુ. (ભીલી)
ચમચો.

**સમધાણી**–સ્ત્રી. (કચ્છી)
સુરમાદાની.

**સરેકો**–પુ. (કાંઠાની બોલી)
તપેલા પર ઢાંકવાનું ઢાંકણ, છીબું.

**સવલી**–સ્ત્રી. (ભીલી)
માટલામાંથી પાણી કાઢવાનો માટીનો ગોળ લોટકો.

**સંકેલાનો પ્યાલો** પુ.

સંકેલી લેવાતો લાંબો પિત્તળનો ટંબલર. આ પ્યાલો શેડ ઉતાર ઘાટનો પાંચ કાંઠલાઓનો બનેલો હોય છે. સૌથી નીચલો કાંઠલો વાટકી જેવી પડઘી સાથે જડેલો હોય છે. પડઘી રકાબી જેવી હોય છે. સૌથી ઉપરનો કાંઠલો ખેંચતાં બધા કાંઠલા ખેંચાઇને એકબીજામા સજ્જડ બેસી જાય છે. તેથી પાણી ચૂતું નથી પહેલાંના વખતમા યાત્રાળુઓ યાત્રામા જતી વખતે સંકેલીને ગજવામાં મૂકીને લઈ જતા.


106 સમસો

**સાટુવો**–પુ. (ભીલી)
ચાટવો.

**સારણી**–સ્ત્રી.
જુઓ-ટોપરક.

**સુરાઈ**–સ્ત્રી. (ફા. સુરાહી)
બગલાની ડોક જેવી ખૂબ લાંબી ગરદનવાળું, સક્કરટેટીના ઘાટે, ઊભી ધીસીઓવાળું. દડાકાર અને તળિયે પડઘીવાળું પાણી કે દારૂ ભરવાનું સાધન.
દારુની સુરાઈને પકડીને નમાવવા માટે ઘાટદાર હાથો, ઉપર ઘાટદાર ઢાંકણ અને લાંબી કેરી ઘાટની નળી બેસાડેલી હોય છે.

આ વાસણ ઈરાનથી ભારતમાં આવ્યું અને પ્રચલિત થઈ ગયું છે. ખાસ કરીને સિકંદરના આવ્યા પછી તે વધારે પ્રચલિત થયું. શરાબ અંગે ફારસી ભાષામાં પાર વગરનાં કાવ્યો અને કલ્પનાઓ થઈ છે. તેથી દારુની સુરાઈમાં અનેક લાલિત્યમય ઘાટો જોવા મળે છે.

પાણી ભરવાની સાદી સુરાઈ કૂંજા જેવી હોય છે.

**સુંધો**–ન. (કચ્છી)
રોટલા રાખવાનું ખાસ ઘાટનું ગરસું. તે માટી અને તાંબામાં બને છે. મહેમાન આવે ત્યારે તેમાં સોપારી, બીડી, મુખવાસ મૂકીને પણ ધરાય છે.



107સુરાઈ



**હુમાન**–પુ.
નાની પિત્તળની કે કાંસાની ઢાળેલી ખાયણી. મોટે ભાગે હુમાનદસ્તો જોડીમાં જ બોલાય છે.
અનેક મંત્રો ચીતરેલો તથા કુરાનની આયતો અને નબીઓનાં (મુખ્યત્વે અલીનાં) નામ કોતરેલો વાટકો. તેના અંદરના તળિયે વાટકામાં ઉપસતો શંકુ, સંગે-અસ્વદ (કાબાના પવિત્ર પથ્થર)ના ઘાટે હોય છે. અંદરના ભાગની દિવાલોમાં પણ લખાણ હોય છે.
આ કટોરો મુસ્લીમો જ વાપરે છે. આ વાટકા અજમેરથી ખ્વાજા સાહેબ ગરીબનવાજની દરગાહ પાસેથી ખરીદી દરગાહ પર ધરાવીને લાવે છે.
તેમાં કેસરના તાંતણા અને પાણી નાંખી રાતભર ઢાંકી રાખી સવારે આ મંત્રેલું પાણી પીવાથી રોગ, શત્રુ અને ગરીબીનો નાશ થાય છે એમ મનાય છે.

**હલવાઈ**–સ્ત્રી.
પહોળા મોંનું હાંડલી ઘાટનું છીછરૂં વાસણ. મુખ્યત્વે પિત્તળનું ઢાળેલું હોય છે.
મુસલમાનોમાં આવું જ વાસણ વપરાય છે. તે અંદર બહાર કલાઈ કરેલું તાંબાનું હોય છે.



108 હલવાઈ

**હાંડી**–સ્ત્રી. (સં. હંડિકા–હાડિકા)

–એક જાતનું ધાતુનું પાત્ર.
–પાણી ભરવાનું કે રાંધવા માટેનું હાંડલું.
–કાચનું નળાકાર અને તળિયે તદ્દન હડા જેવું અધ્ધર ટાંગવાનું વાસણ આ વાસણમાં કાચના પ્યાલામાં સળગતો દીવો મૂકવામાં આવે છે. ધનિકનાં ઘરો, દેવમંદિરો અને દરગાહોમાં આ રીતે વપરાય છે અથવા માત્ર શોભાના નમૂના તરીકે પણ ટીંગાડાય છે.
હાંડી પરથી કેટલાક શબ્દો પણ ખૂબ પ્રચલિત છે.

**હાંડીકુંડી**
દ્વંદ્વ–રસોઈનાં વાસણ.

**હાંડી ધોયો**–પુ.
વાસણ માંજનારો નોકર

**હાંડીફોડ** (પવન)
વિ. નૈઋત્યનો પવન.
તે ફૂંકાય તો આગળ વરસાદની આશા રહેતી નથી.

**હાંડું**
મોટું પેટ.



૧૦૭ હાંડી

**હવાલો**–પુ.
ચાળણી.
**હાંખોડ**–પુ. (ઢાડિયા બોલી)
તુમડીનું ડોયલું.
**હાંડલી**–સ્ત્રી.
કાળી માટીનું ખાસ ઘાટનું રસોઇ રાંધવાનું વાસણ. આ વાસણ ઢાંચલું, દલિયો કે ઘેંસ રાંધવા માટે વપરાય છે. ઉપરાંત તેમાં ભાત, ખીચડી કે દાળ બનાવાય છે.
હાંડલી બધા જ પછાત વર્ગો અને આદિવાસીઓમાં એકસરખી વપરાય છે.
**હાંડલું**–ન.
કાળી માટીનું પહોળા મોંનું રાંધવાનું વાસણ. આ પાત્ર એટલું બધું જાણીતું અને પ્રચલિત છે કે તે ઉપર અનેક કહેવતો કહેવાય છે. જુઓ પાછળ કહેવતોવાળો વિભાગ.


110 હાડલી

**હોકલી**–સ્ત્રી.
કાટખૂણ આકારનું તમાકુ પીવાનું નાનું સાધન.

**હોકો**–પુ.
તમાકુ કે ગડાકુનું ધુમ્રપાન કરવાનું સાધન. આ સાધનમાં નીચેના ભાગે નાળિયરની કાચલી માટીની કે પિત્તળની, નાળિયેરની કાચલીના ઘાટની લોટકી હોય છે. તેમાંથી ધુમાડો પસાર થઈ નાળ વાટે હોકો પીનારના મોંમાં જાય છે. ઉપરના ભાગે પહોળા મોંની આગ રાખવાની માટીની ચલમ હોય છે. આ સાધન શોખીનો પોતાના શોખ પ્રમાણે અનેક ઘાટમાં બનાવરાવે છે તથા ચાંદી અને સોનાના તાર વડે મઢાવડાવે છે. લોટકાને ખૂબ કીમતી નકશીકામ કરાવે છે. સારા હોકાની કિંમત હજારો રૂપિયા સુધી થવા જાય છે.



એક કાળે સંસ્કૃત ભાષા ભારત અને ભારતેત્તર દેશોમાં વ્યવહારની ભાષા તરીકે વપરાતી હતી. સંસ્કૃત ભાષા જાણનારો ઠેઠ ઈરાનથી માંડીને જાવા સુધી જાય તો તેને કોઇને કોઈ સંસ્કૃત જાણનારો મળી આવતો અને તેનો વ્યવહાર આનંદથી ચાલતો. કોઈ પણ કામ ભાષાના અભાવે અટકી ન રહેતું એટલો સંસ્કૃતનો પ્રચાર એ કાળે હતો. સંસ્કૃત ભાષાના આવા વ્યાપક કાળમાં વાસણોનો ઉપયોગ તો હતો જ એટલે તેનાં નામો પણ સંસ્કૃત ભાષામાં ઘણાં મળી આવે છે.

ઋગ્વેદનાં લખાણોથી માંડીને ક્રમશઃ ઘણા બધા સંસ્કૃત ગ્રંથો જોતાં આપણને આ જાણવા મળે છે. તે કાળે–ખાસ કરીને ઋગ્વેદ કાળે–વાસણો અનેક પદાર્થોનાં બનતાં. પથ્થરના વાટકા, ડાબડા, (શરાવ, સમુદ્રક) વગેરે બનતાં. લાકડાની કથરોટ (કર્કરિ) ચામડાની બોખ ને મશક (દ્રત્તિ), માટી અને ધાતુના કળશિયા, થાળી, (કલશ, સ્થાલી), સોના ચાંદીના પ્યાલા (ચષક) વગેરે બનતાં. આ ઉપરાંત કાંસું, પિત્તળ જેવી મિશ્ર ધાતુની વસ્તુઓ પણ બનતી. કાચની (કૂપિકા) કુપ્પીઓ, વાટકીઓ (કટોર) વગેરે પણ બનતી. ધાતુ અને કીમતી વસ્તુઓ ઉપલા મધ્યમ વર્ગ અને ધનાઢયોનાં ઘરોમાં વપરાતી; જ્યારે સોના ચાંદીનાં વાસણો રાજાઓ અને માલેતુજારોના મહેલોમાં વપરાતાં.

યજ્ઞ વખતે હવિષ્યાન્ન રાંધવા માટે ઉખા, ચરુ વગેરે પાત્રો વપરાતાં કેટલીક વાનગીઓ પથ્થરની છાટ નિસા–દૃષત્ ઉપર, ઉપલ–ઉપરવટણા વડે વાટીને બનાવવામાં આવતી. જવને ઉપલ વડે વાટીને આજના સાદા ઢોંસા જેવી વાનગી બનાવવામાં આવતી. (ઋગ્વેદ ૪/૨૪/૫) ઋગ્વેદના આર્યો ડાંગરના જુદી જુદી રીતે રાંધેલા ભાતના બહુ શોખીન હતા. તેઓ ડાંગરને સહેજ પાણી છાંટી

ભેજવાળી કરી, લાકડાના ઉલૂખલ–ઉખળ તથા મૂષલ સાંબેલા વડે છડીને તેમાંથી ચોખા છૂટા પાડતા. આ રીતે છૂટા પાડેલા, અખંડ સુગંધીદાર ચોખાને તેઓ દૂધમાં રાંધતા અને તેને યજ્ઞમાં હોમતા અથવા પોતે ખાતા. આવા ચોખાને ઘી અને તેલના વડે વઘારેલા (દત્તધૂપાંગરવાસ) પણ બનાવતા. ઉખળમૂશળ વડે તેઓ સોમલતાને છૂંદીને તેમાંથી સોમરસ પણ કાઢતા.

છડેલા ચોખાને તેઓ શૂર્પ–સુપડા વડે ઝાટકતા અને ચાળણી (તિતઉ) વડે તેમાંથી આખા દાણા અને કણકી જુદાં પાડતા. ઉપરાંત લોટમાંથી ભૂસું પણ ચાળણી વડે જૂદું પાડતા.

તૈયાર અનાજને તેઓ ( ઉર્દર ) જેવા માપથી માપીને ( સ્થીવિ ) કોઠારમાં ભરી મૂકતા. પછી જરૂર પ્રમાણે ( સ્થીવિ )માંથી અનાજ કાઢીને વાપરતા.

વધેલી રસોઈ કે ઘી–દૂધ જેવી વસ્તુઓ કે બીજી સાચવવા જેવી વસ્તુઓને (શિકય) શીંકાંઓમાં લટકાવી દેતા. (અથર્વ ૯/૩/૬)

સોના ચાંદીના સિક્કાઓ અને કીમતી વસ્તુઓ ધાતુનાં કે માટીનાં વાસણોમાં ભરીને જમીનમાં દાટી દેવામાં આવતી. (હિરણ્યસ્યેવ કલશં નિખાતમ્) (ઋગ્વેદ ૧/૧૧૭/૧૨)

યજ્ઞની ક્રિયા માટે (સ્રુવ. જુહૂ) વગેરે પાત્રો લગભગ દરેક ઘરમાં રહેતાં.

ઋગ્વેદકાળમાં પથ્થરનાં સાધનો ઓછેવત્તે અંશે લગભગ દરેક ઘરમાં વપરાતાં હશે તેમ લાગે છે. ખાસ કરીને (ઉલૂખલ) ખાંડણિયા, (દૃષદ્)–નિસા અને (ઉપલ) ઉપરવટણો તો અનિવાર્યપણે દરેક ઘરમાં રહેતા.

પ્રવાહી પદાર્થો રાખવા (આસેકન)–બકડિયાં તથા નહાવા–ધોવાનું પાણી ભરવાની (આહાવ) –ત્રાંબાકુંડી, ભોજન રાંધવા પાટિયા–(ઉરવા), પાણી

પીવા માટે (પાત્ર) અને ઘરવપરાશનાં પાણિયારે રાખવામાં ( પારીણ્ય ) વાસણો તો ખૂબ પ્રચલિત હતાં. આ વાસણોમાંથી કયું વાસણ કઇ ધાતુનું હતું તે ચોક્કસપણે-આધારભૂત રીતે-કહેવું અઘરું છે. કારણ કે તેના તેવા ઉલ્લેખો મળતા નથી.
ઋગ્વેદના ૧/૧૧૦/૩ માં ઋભુ દેવતાની સ્તુતિ આવે છે. તેમણે એક પ્યાલામાંથી ચાર પ્યાલા બનાવવાનો ચમત્કાર-જાદુ કરી બતાવ્યો હતો. (ત્વંચિત ચ્ચમસ મસુરસ્ય ભક્ષણમેક સંતમકૃણુતા ચતુર્વયમ્ !)
તે પ્યાલા ચમકતા હતા. એટલે ધાતુના હશે એમ લાગે છે.
ઋગ્વેદમાં 'સોમપાત્ર' શબ્દ વારંવાર આવે છે. 'સોમપાત્ર' માં સોમ નૃત્ય કરે છે. હિલોળા લે છે એવું વર્ણન આવે છે. તેથી એમ લાગે છે કે સોમરસ માટે ખાસ ધાતુનું, ખાસ ઘાટનું અલગ જ વાસણ હશે.
યજુર્વેદના એક શ્લોકમાં કેટલાંક વાસણોનો એક સાથે ઉલ્લેખ આવે છે.
("સ્રુચ" શ્ચમે, 'ચમસ' શ્ચમે, 'વાયવ્યાનિ' શ્ચમે, 'દ્રોણકલશ' શ્ચમે, "ધિષવણે" શ્ચમે, 'પૂતભૃ' શ્ચમે, 'આધવનીય' શ્ચમે, 'વેદિ' શ્ચમે, 'બર્હિ' શ્ચમે, 'અવભૃથ' શ્ચમે, 'સ્વાગાકાર' શ્ચમે,) જજ્ઞેન કલ્પ ન્તામ્ (૨૧ મો મંત્ર)

આમાં કેટલાં બધાં વાસણોનો ઉલ્લેખ આવે છે તેમાં કેટલાંક લાકડાનાં તો કેટલાંક ધાતુનાં છે. "આ વાસણો મને પ્રાપ્ત થાઓ" એમ માગણી કરતો યજુર્વેદ નો ઋષિ કેટલીક ધાતુઓ પણ માંગે છે. એટલે એ ધાતુઓ કાંઇક અંશે ઘરેણાં બનાવવા અને મોટેભાગે વાસણો બનાવવામાં વપરાતી હશે.
ઋગ્વેદમાં ' ચરુ ' શબ્દ યજ્ઞમાં હોમવાના પુરોડાશ માટે અને તે રાંધવાના પાત્ર માટે એમ બન્ને અર્થમા વાપરવામાં આવ્યો છે. આ 'ચરુ' કઈ રીતે

તૈયાર કરવો તેનું બહુ સુન્દર વિગતવાર તાદ્દશ વર્ણન કરવામાં આવ્યું છે.

અઢી હજાર વર્ષ પહેલાં લખાયેલા મનાતા વ્યાસરચિત નિરુકત ના ચોથા અધ્યાયના બીજા ભાગમાં ચાળણીની સરસ ચર્ચા છે. તેમાં લખે છે કે (તિતણુ)–(શ્લોક–૧૦) (પરિપવનં ભવતિ તતવદ્ધા ! તુન્નવદ્ધા ! તિલમાત્રં તુન્નમ્ ઇતિ વા !) મતલબ કે ચાળણી પવિત્ર કરવાવાળી, ચામડાથી ઢાંકેલી અથવા કાંણાંવાળી અથવા તલ જેવડા કાણાવાળી હોય છે. આમાં ચામડાથી ઢાંકેલી ચાળણીનો ઉલ્લેખ છે. તે કોઇ તબલા કે ડફ જેમ મઢેલ સાધન નહીં હોય પણ હજી ભારતના ઘણા ભાગમાં લાકડાની ગોળ કાંઠલા (રીંગ) ની એક ધારે સામસામાં કાણાં પાડી તેમાં ચામડાની નાંદર કે તાંત બાંધી ચોરસ કાણાંવાળી ચાળણી વપરાય છે તેનો ઉલ્લેખ લાગે છે. આજે લોખંડના તારની જાળીની જેવી ચાળણી વપરાય છે તેવી હજી પણ ગુજરાતમાં તાંત–વડોદરા જીલ્લામાં જેને નાંદર કહે છે તે–ની કે સૂતરની દોરીની ચાળણીઓ વપરાય છે.

તે ઉપરાંત સળંગ ધાતુની થાળી જેવી બનાવેલી, કાણાં પાડેલી, ચાળણીઓનો પણ ઉલ્લેખ છે. વળી આ ચાળણીઓ જાડો લોટ અને ઝીણો લોટ એમ બે રીતનો લોટ ચાળવાની બનતી હશે એમ તલના દાણા જેવડાં ઝીણા કાણાંવાળી ચાળણીના ઉલ્લેખ પરથી લાગે છે.

પાણિનીના ૯૯૭ માં સૂત્રમાં (ઉદકકુમ્ભ) અને (ઉદકસ્થાલિ) નો ઉલ્લેખ આવે છે. તે પાણી ભરવાનો ઘડો અને તપેલીના અર્થમાં છે.

વળી તેના ૨૧૧૦ મા સૂત્રમાં–'પરિમાણ' એટલે કે માપ કેમ થતાં તે સમજાવેલ છે. તેમાં જો મોટા પાયા પર પ્રવાહી માપવાનું હોય તો ('ઘટં ઘટં દદાતિ') ઘડે ઘડે આપે.

અને જો અનાજ માપીને આપવાનું હોય તો '(પ્રસ્થ', પ્રસ્થમ્ દદાતિ') પાલી પાલી ભરીને આપે. એમ આપવાની ક્રિયાને (પ્રસ્થશ :) પવાલે કરીને (ઘટશ :) ઘડે ભરીને કહે છે.

નાના માપમાં ("માષં માષં") માસો માસો કરીને તોલે–આપે, એમ વાસણોનો ઉપયોગ માપિયા તરીકે પણ થતો તેમ ઉલ્લેખ છે. પાણિનીએ 'પાત્ર' શબ્દનો ઉપયોગ માણસની લાયકાત માપવામાં પણ કર્યો છે. તેના ૭૨૫ મા સૂત્ર પર 'સિધ્ધાંત–કૌમુદી'માં એક રસિક ચર્ચા છે "પાત્રે સમિતાદય". સિધ્ધાંત કૌમુદી કહે છે કે આવા માણસનો અર્થ છે, "ભોજન સમયૈવ સંગતા :" એટલે કે જમતી વખતે જ ભેગા થનારા. ટૂંકમાં "પાત્રે સમિતાદય" એટલે કે જમવા વખતે તૈયાર અને બીજે વખતે રફુચક્કર થનાર એવા લોકો.

દંડિનુ 'દશકુમાર ચરિતમ્' મા તે વખતના સમાજની હૂબહૂ છબી જોવા મળે છે. તેમાં કેટલાંક પાત્રોનો ઉપયોગ બતાવેલો છે. તે ઉપરથી અમુક નામ કયા વાસણનું હશે તે આપણે ચોક્કસપણે કહી શકીએ છીએ.

તેના છઠ્ઠા ઉચ્છવાસમાં એક નફ્ફટ સ્ત્રી તેના પતિને નહાવા માટે કૂવામાંથી પાણી જાતે કાઢી લેવાનું કહી "ઉદંચન સરજ્જુ" દોરડા સોતો ઘડાનો તેના તરફ ઘા કરે છે. તેમાં ઉદંચન શબ્દ સીંચવાના ઘડા માટે વપરાતો હશે તેમ સમજાય છે. તે પ્રમાણે આગળ એક વાર્તામાં આવે છે કે "તે કપડાના છેડે એક (પ્રસ્થ) બાંધીને પૃથ્વી પર ફરવા લાગ્યો". પ્રસ્થ એટલે પવાલુ અને તે અનાજ માટેનું માપ છે. આજે પણ આ માપ વપરાય છે અને 'પાલી'ના નામે ઓળખાય છે.

દંડિ છઠ્ઠા ઉચ્છવાસમાં ભાત રાધવાની પ્રક્રિયાનું

બહુજ ઝીણવટભર્યું વર્ણન કરે છે. તેમાં કેટલાંક વાસણોનો ઉલ્લેખ છે. અને તે વાસણનો કઈ રીતે ઉપયોગ થાય છે તે વર્ણવે છે. તે ઉપરથી આગળ લખ્યું છે તેમ જે તે નામના વાસણને ચોકકસપણે ઓળખી શકાય છે જેમ કે–

"તે કન્યાએ તે સુગંધી ડાંગરને કચડીને, થોડા થોડા પ્રમાણમાં તડકે સુકવીને, વારંવાર ફેરવીને, મજબૂત સપાટ જમીન પર (નાલીપૃષ્ઠ) સાંબેલાથી–ધીમેધીમે ખાંડીને ચોખાના દાણાને ફોતરાંથી છૂટા પાડયા"
આગળ જતાં તે કેવી રીતે છૂટા પાડયા તે પણ વર્ણવે છે. વચમાં–
"તેણે ધાવને કહ્યું ... માફકસર માપનાં (મિતપચ્યાં) પાટિયો (સ્થાલિ) અને બે તાંસળીઓ (શરાવ) લઈ આવો."
તેમ કર્યા પછી બહુ ઊંડા નહીં તેમજ બહુ છીછરા નહીં તેવા વિસ્તૃત કકુભના લાકડામાંથી બનાવેલ (ઉલૂખલ) ખાંડણિયામાં લોઢાની કુંડલી વડે ઢંકાયેલા ઉપલા છેડાવાળા, સપ્રમાણ આકારવાળા xxxxxxx ખેરમાંથી બનાવેલ સાંબેલા (મુસલ) વડે xxxxxx વારંવાર ખાંડયા, પછી સુપડા (શૂર્પ) વડે ઝાટકીને xxx ચોખાના દાણાને વારંવાર પાણીથી ધોઈને, ઉકળેલ પાંચ ગણા પાણીમાં, ચૂલાની પૂજા કરીને ઓર્યા. જ્યારે ચોખાના દાણા પોચા પડયા. ઉભરો આવ્યો અને બરાબર સીજી ગયા, માફકસર પાકી ગયા ત્યારે તાપને ધીમો કરી ઓસામણ ગાળી લીધું.
પછી (દર્વી) કડછી વડે દાણો દબાવી જોઈને, હલાવીને બરાબર ચડી ગયેલા ચોખા ઉપર તેણે તે છીબાને ઊંધું મૂકયું xxxx પછી નવી તાંસળી (નવશરાવ) માં રહેલ ભાતને ઠારીને મીઠું ને મસાલો નાંખીને વઘાર્યા.. વગેરે.
આ પ્રમાણે ભાત તૈયાર કરીને પીરસવા સુધીની

આખી પ્રક્રિયાનું વિગતવાર વર્ણન કર્યા પછી દંડિ આગળ વળી બીજું વર્ણન કરે છે કે–
"પછી નવા કરવામાં (નવભૃંગાર) માં રાખેલ, અગરુધૂપથી સુગંધિત બનાવેલ, તાજા પાટલ ફૂલોથી સુવાસિત બનેલ અને ખીલેલાં કમળોથી જેમાં સુગંધી આવી છે, તેવું પાણી નાળચાની ધારથી (નાલીધારાત્મના) રેડીને પાયું. તેણે પણ મોંએ લગાડેલ તાંસળી (શરાવ) થી ચોકખું પાણી ખૂબ ધરાઇને પીધું.
આમાં ભૃંગાર એટલે કે નાળચાવાળા લોટાનો ઉપયોગ બહુ સરસ રીતે વર્ણવેલ છે. કયાંક વિદ્વાનોએ ભૃંગાર એટલે શૃંગારની પેટી એવો અર્થ કાઢેલો પણ આ વર્ણન પરથી ભૃંગાર એટલે "કરવો" એમ સ્પષ્ટ થાય છે.
"વેણીસંહાર" નાટકમાં પણ તેના છઠ્ઠા અંકમાં (ભૃંગાર) ચમકે છે. ("પ્રવિશ્ય ગૃહિત ભૃંગાર") "હાથમા કરવો લઇને પ્રવેશ કરીને..." આગળ લખે છે
(શિશિર સુરભી સલિલ સંપૂર્ણોડયમ્ ભૃંગારઃ।
પાનભાજન ચેદમ।)
ટાઢુંબોળ પાણી ભરેલ આ "કરવો" છે અને આ પ્યાલો (પાનભાજન) છે.
કલશ, કુંભ અને ઘટ આ ત્રણ પાત્રો તો એટલા બધા લોકજીવનમા ઉંડા ઉતરી ગયેલા છે અને અનિવાર્ય બની ગયેલા છે કે આજે પણ તેમનું સ્થાન જેમનુ તેમ બની રહ્યું છે. ઋગ્વેદના આર્યો તેમજ મોંએ–જો–ડેરોના નાગરિકો આ પાત્રો ખૂબ વાપરતા હરાપ્પા સંસ્કૃતિના બધા ટીંબાઓના ઉત્ખનનમાંથી આ વાસણો મળે છે.
શાકુન્તલમાં કાલિદાસ ઘટ અને કુંભને અવારનવાર ઉપયોગમાં લે છે. પ્રથમ અંકમાં રાજા આશ્રમ–કન્યાઓને જોઇને સ્વગત બોલે છે કે "પોતાના

શરીરને અનુરૂપ જળ સીંચવાના ઘડામાં (સેચનઘટે) પાણી લઈને નાનકડા છોડવાઓને પાણી પાવા આ તરફ આવી રહી છે"

હર્ષવર્ધનના "પ્રિયદર્શિકા" નાટકના પહેલા અંકના ૧૧મા શ્લોકમાં "સ્થાનભૂમિમાં ઊંચા કરેલા સોનાના કળશોથી (શાતકુમ્ભ કલશે) અલંકૃત હોય– શણગારેલી હોય–તેવી સ્નાનભૂમિ લાગે છે"

બાણ ભટ્ટ 'કાદંબરી'મા "ધાર પાસે જ મૂકેલા, ભરેલા સુવર્ણકળશવાળા...." કરી લખે છે. આગળ... "શયનના શિરોભાગ તરફ શ્વેત નિદ્રાકલશ મૂકેલા" ગુંથ્યા વગરનાં ફૂલોથી ભરેલા પાત્ર "ફ્લાવર–પોટ" ફીણથી ઢંકાયેલા અમૃત કલશવાળી–ક્ષિરસાગરની ભરતી હોય તેવી વિલાસવતી લાગે છે.. ." એમ વર્ણન કરે છે. ૬૧.વળી ૬૪ મા શ્લોકમાં લખે છેઃ "પોતાના બે હાથમાં 'મણિમય કલશ' પાસે રાખેલા હતા તેવો રાજા પુત્ર દર્શન કરવા જાય છે." એ ઉપરથી એમ લાગે છે કે લોટા સાદા અને અલંકૃત એમ બે પ્રકારના વપરાતા હશે. વૈભવી લોકો લોટા ઉપર કોતરણી, અલંકરણ કરાવી અને ઉપર રત્નો જડાવીને ખુબસુરત બનાવતા હશે. કાદંબરીના પૂર્વભાગમાં રાજા શૂદ્રકની સ્નાનભૂમિનું સુંદર વર્ણન આવે છે. તેમાં રાજાને નવરાવવા ઉભેલી દાસીઓનુ સુંદર શબ્દચિત્ર છે." હાથથી પડખામાં–કાંખમાં ઊંચા કરેલા (કલશ) ઉપર હાથ રાખીને દાસીઓ ઊભી હતી." આટલા થોડા શબ્દોથી કમ્મર પર ઘડો ટેકવીને ત્રિભંગ મુદ્રામાં ઊભેલી, ઘાટીલી, યુવાન, અર્ધઉઘાડા દેહવાળી દાસીઓનું ચિત્ર આપોઆપ ઉપસી આવે છે.

વસિષ્ઠ અને અગત્સ્ય મુનિની ઉત્પત્તિ કુમ્ભ માંથી થઈ છે તેવો વેદમાં ઉલ્લેખ છે. તેમને માટે કુંભોદભવ કલશયોનિ વિગેરે ઉપનામો જોવા મળે છે. આ ઉપરથી એમ લાગે છે કે જરાક મોટા

કળશિયાને કુંભ કહેતા હશે. વળી કોઈવાર એકબીજા માટે પણ એ શબ્દો વાપરવાનું ચાલ્યા કરતું હશે. મોટા ભાગે 'કુંભ' શબ્દ માટીના ઘડા માટે જ વપરાતો લાગે છે.

આ ઉપરાંત ઘરવપરાશનાં બીજાં વાસણો અથવા નાના પાત્રો પણ અનેકાનેક હશે એમ લાગે છે.

રાજશેખરના 'કાવ્ય મીમાંસા'ના ૧૦મા અધ્યાયમાં કવિની પાસેની પરચૂરણ વસ્તુઓ–લેખન સામગ્રીનું મઝાનું વર્ણન છે "તેમની પાસે 'સમ્પૂટિકા' બંધ થઇ શકે તેવી પેટી, 'સફલક' લખવાના પાટિયા સાથેની, 'ખટિક' નાની બાજઠ અથવા બેસવાની પાટ, 'સમુદ્ગક' નાની વસ્તુઓ રાખવાનો દાબડો 'સલેખનિક' લેખણ–કલમ સાથેના શાહીના ખડિયા–કલમદવાત અને 'તાડપત્રાનિ' તાડનાં પાંદડાં હતાં."

હર્ષવર્ધનની "રત્નાવલિ" ના પહેલા અંકમાં 'શ્રૃંગક'=પીચકારીનું વર્ણન આવે છે.

'કાદંબરી'ના પૂર્વભાગના ૧૩મા ફકરામાં (જલદ્રોણી) પાણીની મોટી તાંબાકુંડીમાં (બાથટબ?) ઉતરેલો, (વારવિલાસિની) વારાંગનાઓની હાથે મર્દન કરાવતા. સુગંધી આંબળાઓથી માથું ચોળાવતા, એવા રાજા... નુ વર્ણન આવે છે.

તે જ ગ્રંથના ૬૧મા ભાગમાં ગુંથ્યા વગરનાં (છુટાં) ફૂલથી ભરેલ (પૂર્ણપાત્ર) ફૂલદાન (ફૂલાવરવાઝ) નો ઉલ્લેખ છે

યજ્ઞના ઉપયોગ માટે (ઉપભૃંત, જુહૂ, ધ્રુવ, સ્રુચ) અને (અક્ષ) એમ પાંચ વાસણો (યાજ્ઞેય પંચપાત્ર) રહેતાં. એવો યજુર્વેદમાં ઉલ્લેખ છે.

સોમરસ કાઢવા. સોમવલ્લિને પીસવા માટે (ગ્રાવાણ) પત્થરનો ઉલ્લેખ છે અને તેને ગાળવાનું ચામડાનું ગળણું–તાંનવાળી ચાળણી–વપરાતી.

મહાકવિ ભાસના (ઈ.સ. પૂર્વે ચોથી સદી)ના ('મધ્યમ વ્યાયોગ") માં ('કમંડલુ') કમંડળનો

ઉલ્લેખ છે.

ભોજ પ્રબંધમાં "તે (બ્રાહ્મણ) ના હાથમાં ('ચર્મમય કમંડલૂ') ચામડાનુ કમંડળ જોઈ તેને ગરીબ માની લીધો." તેવો ઉલ્લેખ છે. એટલે ગરીબ લોકો ચામડાની બોખ વાપરતા હશે એમ લાગે છે.

ચામડાનાં કમંડળ અત્યારે ક્યાંય જોવામાં આવતાં નથી. પણ એક કાળે અત્યારે ડબગર લોકો ચામડાનાં ત્રાજવાંનાં છાબડાં બનાવે છે, તેવા કોઈ પદાર્થમાંથી તેજ ટેકનિકથી બનાવેલ કમંડળો વપરાંતાં હશે એમ અનુમાન થઈ શકે.

શૂદ્રકના "મૃચ્છકટિક નાટકમાં–સુવર્ણનો સમુદ્ગક દાબડો ચોરાય છે તેવો પ્રસંગ છે. એવા દાબડા સંઘરવા (મંજૂષા, પેટ્ટ, પેટિકા) વપરાતાં. એટલે કે મજૂસ, પટારા, પેટીઓનો ઉપયોગ થતો.

'સુભાષિત રત્નાવલિ'માં

"કોઠાર ભરવા માટેના (આઢક) ઠોબરાં જેવા અભણ છોકરાઓ અથડાયા કરે છે" એવું લખાણ છે. એમ (આઢક) એક જાતના માપિયાનો ઉલ્લેખ છે.

આવી રીતે સંસ્કૃત સાહિત્યના વિશાલ ફલક ઉપર અનેકાઅનેક પાત્રો વેરાયેલાં પડયાં છે અને તેનાં અનેક રસિક નામો મળે છે. આવાં કેટલાંક વાસણોનાં નામ આકાર ઉપરથી, કોઇકનાં તેના વપરાશના હેતુ ઉપરથી, તો કોઈના તેમાં વપરાતી ધાતુ કે પદાર્થ ઉપરથી પડયાં છે બહુ રસ પેદા કરે તેવાં, કુતૂહલ ઉત્પન્ન કરે તેવાં આ બધાં નામો છે.

તેમાંનાં થોડાં બહુ પ્રચલિત નામોની યાદી નીચે આપી છે.

**કમ્બી**–(અમર)
ચમચો.
**કર્કરિ**–(અમર)
તુંબડાનું પાત્ર.
**કર્કરિ**–(અમર)
કથરોટ.
**કરક**–પુ.(દશકુમાર)
લોટો.
**કરણ્ડ**
કરંડિયો.
**કલસ**–પુ.
લોટો.
**કલસી**
માટીનો પાણીનો નાનો ઘડો, દોણી જેવડો.
**કલસિકા**–(કાલિકા)
લોટી.
**કર્ષ**
જૂઓ અક્ષ
**કાચ**–પુ. (અમર)
શીંકું.
**કુતુપ**
ચામડાની નાની તેલ ભરવાની કુપ્પી.
**કુતુહ**–પુ. (અમર)
ઘી, તેલ ભરવાનું ચામડાનું કુલ્લું.
**કુસુમ્ભ**
કમંડળ.
**કોષ્ઠ**–(અમર)
કોઠલો–મોટી કોઠી.


114 કુસુમ્ભ


115 ખજાક

**ખજા**–સ્ત્રી (અમર)
ચમચી.

**ખજાકા**–સ્ત્રી
ચમચો, કડછી.

**ખજાક**–પુ.
કડછો. મોટો ચમચો

**ખજિકા**–સ્ત્રી
ખજાકા

**ખટ**–પુ. (અમર)
ટાકણું.

**ખટ્વાંગ**
પ્રાયશ્ચિત્ત કરતી વખતે હાથમા ઝાલવાનું ભિક્ષાપાત્ર.

**ખલ્લાપાત્ર**
ચામડાનું કોઇપણ વાસણ.
ગેંડાના ચામડામાંથી બનાવેલું દારૂ
અથવા કોઈપણ પેય પીવાનું વાસણ.

**ખર્પર**
તાંસળી આકારનું માટીનુ વાસણ.

**ખરપાત્ર**
લોઢાનું વાસણ.

**ગલન્તિકા**–સ્ત્રી.
કથરોટ.

**ગ્રાવાણ**
નાની. મોટી ખરલ.

**ગ્રાવાણક**
ગ્રાવાણ

**ચક્કસ**
એક પ્રકારનું વાસણ.


116 ચમસ


117 પટલિકા

**ચમસ**–પુ. (અમર)
ચમચો–કડછી.

**ચમસી**–સ્ત્રી
કડછી.

**ચરુ**–પુ.
દેગડો, દેગ.

**ચાલની**–સ્ત્રી.
ચાળણી.

**ચુલ્લી**–સ્ત્રી.
ચૂલો, ચૂલ.

**ચોચ** પુ.
કાચલી.

**જુહુ**
એક યજ્ઞ પાત્ર.

**તર્યું**
લાકડાના હાથાવાળો ડોયો.

**તીતઉ**
ચાળણો–ચાળણી.

**દર્વી**–સ્ત્રી. (દશકુમાર) (અમર)
કડછી.

**દ્રોણ**
તાંસળી, પડિયો.

**દ્રોણી** સ્ત્રી. (દશકુમાર)
તાંબાકુંડી.

**પટલિકા**–સ્ત્રી. (અમર)
પૂજાનાં ફૂલો ભરવાની તાંબા કે પિત્તળની છાબડી.

**પતદગ્રહ**–પુ. (અમર)
થૂંક ઝીલવાનું પાત્ર, થૂંકદાન, પાળું.

**પ્રસ્થ**–પુ. (દશકુમાર)

**પરિકર**

આરતી.

**પલિઘ**–પુ. (અમર)

કાચનો ઘડો.

**પાત્ર**

વાસણ.

ચાર શેરનું (૧ શેર=૪૦ તોલા) અનાજ માપવાનું માપિયું. (આઢક)

**પાત્રક**–પુ (અમર)

ભીખારીનુ ભીખ માગવાનું વાસણ.

**પાત્રટીર**–(અમર)

રૂપા કે લોઢાનું વાસણ.

**પાત્રતરંગ**–પુ. (અમર)

ધાતુનાં વાસણોનું એક વાદ્ય.

જલતરંગ

**પાત્રી**–સ્ત્રી. (અમર)

હેરવી ફેરવી શકાય તેવી ભઠ્ઠી,

કલાઈ કરનારા કે વાસણ સાંધનારા રાખે છે

તેવા પ્રકારની.

**પાત્રીવ**–(અમર)

યજ્ઞનું એક પાત્ર.

**પાત્રોપકરણ**–(અમર)

વાસણોને શોભા ચડાવવા માટેની વસ્તુઓ જેવીકે

કોડી, છીપલાં. ખાપ, મોતી વગેરે.



118 પિઠર

**પિઠર**–પુ.

થાળ, થાળી,

દહીં વલોવવાની નાની રવાઈ.

**પિષ્ટપચન**–(અમર)

તાવ[ડો]

**પિદલ**

વાસનું વાસણ

**પુટ** પુ.

વાટકો-દાબડી

**પેટ**

મોટો ઈસ્કોતરો પટારો.

**પેટિકા**-સ્ત્રી.

તદ્દન નાની પેટી.

**પેટી**-સ્ત્રી

નાની પેટી

**ભાજન**

કોઈ પણ પ્રકારનુ વાસણ.

**ભાણ્ડ**-પુ. (અમર)

ભાણું, વાસણ.

**ભ્રમ**-પુ.

સુથારનુ વાસણ

**ભ્રાષ્ટ**-(અમર)

બકડિયું

તપેલુ.

**ભૃંગાર** (દશકુમાર)

નાળચાવાળો લોટો. કરવો.

**મણિક**-પુ

માણ.

**મંજુષા**-સ્ત્રી

મજૂસ. પેટી

**યજ્ઞપાત્ર**

યજ્ઞમા હોમવાના વિધિ કરવા માટે પાત્ર પાત્રો વપરાય છે તેમના નામ (ઉપભૃત. જુહૂ. સુવ, સુચ. અક્ષ)



119 યજ્ઞપાત્ર

**રક્ત**–ન.
તાંબું.
**ઋષિભ**–પુ. (અમર)
તાવડો.
**વાટ**–પુ. (અમર)
વાટકો.
**વાર**
દારૂની પ્યાલી.
**વિષાણ**
દારૂ પીવાનું– ગાયના શીંગડાનું કે નાની શીગડીનું વાસણ.
દારૂગોળો ભરવાનું શિગડું.
તે તાંબુ, પિત્તળ કે શિગડાનું હોય છે.
**શરાવ**–પુ. (દશકુમાર)
શકોરૂં, તાંસળી, છાલિયું.
**શુલ્બ**
તાંબું
**શૂર્પ** (દશકુમાર)
સૂપડું.
**શ્રૃંગક**–પુ (રત્નાવલિ)
પીચકારી.
**સમુદ્ગ**–(અમર–દશ)
કટોદાન
**સમુદ્ગક** (દશકુમાર)
ડબિયો. દાબડો
**સુરાભાજન**
દારૂ પીવાનું તાસળી જેવું કચોળું.
**સ્થાલ**–પુ
થાળ.


120 વિષાણ

**સ્થાલી**–સ્ત્રી.
થાળી, છીબું, કોઈ પણ વાસણ.
**સ્થુલોચ્ચય**–પુ.
કરંડિયો.
**સ્રુવ**–પુ.
સરવો. યજ્ઞમાં ઘી વગેરે હોમવાનો લાકડાનો ચમચો.
**સ્રુચ**
યજ્ઞનું વાસણ.
**સ્વેદની**–સ્ત્રી.
દારૂ ગાળવાનું વાસણ.
**હસન્તી**–સ્ત્રી (અમર).
સગડી.


121 સ્રુવ


122 સ્રુચ

**ઉતરડ**—સ્ત્રી.
ઘડા ઘાટનાં વાસણો ઉપરાછાપરી ગોઠવીને બનાવેલી રચના. આમાં ઉપર જતાં વાસણો ઉત્તરોત્તર નાનાં થતાં જાય છે.

**કથરોટ**—સ્ત્રી.
માટીનું લાખ ચડાવેલું અથવા લાખ ચડાવ્યા વગર થાળી ઘાટનું મોટું વાસણ: હાથરી.

**કલાડી**—સ્ત્રી.
રોટલા શેકવાની માટીની તાવડી.

**કાંસલો**—પુ. (ભીલી)
વાટકો. મૂળ ધાતુના વાટકા માટેનો શબ્દ. માટીના શકોરાં કે તાંસળી માટે પણ વપરાય છે.

**કુંડું**—ન. (ભીલી)
માટીનો કુડલો. દશેક લીટર પાણી સમાય તેવડું ઘડા જેવું વાસણ.

**કુંભ**—પુ.
લાલ માટીનો ગોળ તળિયાવાળો ત્રણેક લીટર પાણી માય તેવડો ઘડો.

**કુંડું**—ન.
લાલ માટીનું હડિયા ઘાટનું (અર્ધ શંકુ ઘાટનું) દોઢેક લીટર પાણી સમાય તેવડું વાસણ. ઘંટીમાંથી લોટ વાળી લેવા માટે પણ વપરાય છે.
પવાલા (ટંબલર) ઘાટનું ફૂલ છોડ વાવવા માટેનું કુંડું. ફેશન પ્રમાણે તે અનેક ઘાટમાં બનાવવામાં આવે છે.

**કુંડી**—સ્ત્રી.
જુઓ કુંડું.

**કુલડી**—સ્ત્રી.
માટીનું આશરે ૩૦૦ ગ્રામ પાણી સમાય તેવડું લોટા ઘાટનું વાસણ. મોટે ભાગે શુકનવંતાં કામોમાં વપરાતું હોવાથી તે લાલ માટીમાં જ બને છે.


૧૩૩ કેન્ડી

**કુંજો**–પુ. (ફા. કૂજા)
ગોળ દડા જેવો દેહ, ઉપર લાંબી સીધી સાંકડી ગરદન અને નીચે પડઘીવાળું ત્રણેક લીટર પાણી સમાય તેવડું, મુસાફરીમાં પાણી સાથે લઈ જવાનું સાધન.
તે કાથીજાળીથી મઢીને અથવા સાદો વપરાય છે.

**કોઠલો**–પુ.
ખાસ પ્રકારની કેળવેલી માટીની અનિયમિત ચોરસ ઘાટની. કાચી માટીની કોઠી. તે એક મીટર જેટલી ઊંચી હોય છે. આ કોઠી બનાવવા માટે ઘોડાની લાદ, છાણની રાખ અને માટીના મિશ્રણને ૧: ૧: ૩ના પ્રમાણમાં મેળવી, પલાળી, ગુંદી, ત્રણેક દિવસ સડાવીને ઉપયોગમાં લેવાય છે.
આવા કોઠલાને ઉપર ગોળ મોં હોય છે અને તેના ઉપર ઊંધુ માટલું ઢાંકણ તરીકે વપરાય છે.
સૌરાષ્ટ્ર–કચ્છ તરફના કોઠલાઓ ઘણા ઘાટદાર આકૃતિ (ડિઝાઈન) અને આભલાંઓથી શણગારેલા તથા લાકડાના ઢાંકણાંવાળા હોય છે. સૌરાષ્ટ્રના કેટલાક ભાગોમાં ઉપરથી ઢાંકવાને બદલે સામેથી કબાટની માફક પણ ઢાંકણાં લગાડેલાં હોય છે.
આ કોઠલા રોજેરોજની જમતાં વધેલી રસોઈ, દૂધ, દહીં, ઘી વગેરે જેને ઉંદર કે બિલાડી બગાડે તેવો ડર હોય તેવી ચીજો સાચવવામાં વપરાય છે.

**કોઠો**–પુ.
કોઠલો બનાવવામાં વપરાય છે તેવા પ્રકારની મિશ્રણવાળી માટીની છએક ફૂટ ઊંચી અને દોઢથી પોણા બે મીટર જેટલા વ્યાસની કોઠી.
આ કોઠીને અનાજ ભર્યા પછી ઉપર ઢાંકણ ઢાંકીને માટીથી ચાંદી દેવામાં આવે. અનાજ કાઢવા માટે તળિયાની નજીક રાખેલ ૨૦ થી ૨૫ સે. મી. ના વ્યાસના કાણાનો ઉપયોગ કરવામાં આવે છે. જરૂર પ્રમાણે અનાજ કાઢયા પછી આ કાણામાં કાપડના

ગાભા ભરાવી દઈ તે છાણ માટીથી લીંપી સીલ કરી દેવામાં આવે છે.
આ કાણું ખોલતાં અનાજ ધસારાબંધ નીકળે છે તેનાથી એક રમૂજી ઉખાણું વપરાય છે:
'તારી માનું પેટ ફાટ્યું,
મારી મા સૂપડું લઈને દોડી' એ શું ?
જવાબ–અનાજનો કોઠો.

**ખડચ**–પુ.
તાડી ભરવાનું માટીનું વાસણ.
ઘડિયું.

**ખરપર**–સ્ત્રી.
તાંસળીના ઘાટનું માટીનું વાસણ.

**ખરલ**–પુ
કુંભારનું કુંડા–ઘાટનું માટીનું વાસણ.
કુંભાર માટીનું વાસણ ટપલાવીને ઉછેરતો હોય ત્યારે વાર વાર આ વાસણના પાણીમાં ટપલો બોળે છે.

**ગગરો**–પુ. (હિં.ગગરા)
લાલ માટીનો ચાર લીટર પાણી સમાય તેવડો ઘડો.

**ગરબો**–પુ.
કાણાંકાણાંવાળું ઘડા આકારનું માટીનું વાસણ.
તેમાં દીવો પ્રગટાવી તેના ફરતે નવરાત્રિમાં ગીત ગાતાં–ગાતાં નૃત્ય કરવાનો રિવાજ છે.
(જૂઓ 'ગરબો' ધાતુપાત્ર નામાવલિ)

**ગલ્લો**–પુ.
રોકડા સિક્કાની બચત સંઘરવાનું માટીનું શંકુ ઘાટનું સીલબંધ વાસણ. આ પાત્રને ઉપરથી સિક્કા નાખવા માટે સિક્કાના માપ પ્રમાણે ફાટ કાપેલી હોય છે.



૧૨: ગલ્લો

**ગટકુડું**—ન.
નાની સરખી એકથી બે લીટર પાણી સમાય તેવડી ઢોચકી.

**ગાગર**—સ્ત્રી.
લાલ માટીનો ઘડો.

**ગાગાર**—સ્ત્રી. (ચૌધરી બોલી)
ગાગર

**ગુરબો**—પુ. (કચ્છી)
ગરબો.

**ગુજરડો**—પુ.
ગ્રહશાંતિ વખતે યજ્ઞની વેદિ ફરતે મૂકવામાં આવતું માટીનું પાત્ર.

**ગોળો**—પુ.
પીવાનું પાણી ભરવાનું લાલ કે કાળી માટીનું માટલું.

**ગોળી**—સ્ત્રી.
પીવાનું પાણી ભરવાનું લાલ માટીનું મોટું માટલું કે ગોળો.

**ગોરસી**—સ્ત્રી.
દહીં મેળવવાનું નાનું પહોળા મોંનું કાળી માટીનું વાસણ.

**ઘટ**—પુ. (સં. ઘટ)
ઘડો. મોટે ભાગે આ શબ્દ શિષ્ટ સાહિત્ય અને કાવ્યોમાં વપરાય છે.

**ઘટમાળ**—સ્ત્રી.
લોટકા જેવડા નીચેથી શંકુ ઘાટના ઘડા બાંધીને બનાવેલો રહેંટ.

**ઘડિયું**—ન.
તાડી ઝીલવાનું માટીનું વાસણ.


125 ઘટ

**ઘડો**–પુ.
દશેક લીટર પાણી સમાય તેવડું માટીનું વાસણ.

**ઘડુલિયો**–પુ.
ઘડા માટે કવિતામાં વપરાતો લાલિત્યવાચક શબ્દ.

**ઘાડવો**–પુ.
ઘી ભરવાનું માટીનું વાસણ.

**ઘુચ્ચી**–સ્ત્રી. દક્ષિણ ગુજરાતી

તાડી પીવાનું એકાદ લીટરની ક્ષમતાવાળું માટીનું વાસણ.

**ઘોણિયો**–પુ.
માટીનો ઘડો.

**ચપણિયું**–ન.
કોડિયા ઘાટનું મોટું વાસણ. મોટું કોડિયું. રામપાતર.
ગુજરાતમાં ઘણે ઠેકાણે જમણવાર વખતે દાળ લેવા માટે પતરાવળા સાથે પડિયાને બદલે ચપણિયું વપરાય છે. સામાન્ય વપરાશ માટીનાં માટલાં ઢાંકવા અથવા માટલા નીચે પડઘી તરીકે મૂકવામાં અને યજ્ઞ વખતે પૂજાનાં દ્રવ્યો ભરવામાં વપરાય છે.

**ચપ્પણિયું**–ન.
ચપણિયું.

**ચલમ**–સ્ત્રી.
હોકા ઉપર આગ ભરવાનું માટીનું પાત્ર.
બાવાઓનું ભાંગ, ગાંજો, મફર, તમાકુ વગેરે ફૂંકવાનું સાધન. તે લાંબી શેડ ઉતાર ઘાટની ભૂંગળી હોય છે.


126 ચલમ

**ચવડો**–પુ.
માટીની મોટી કુલડી. પાણી પીવાના લોટા તરીકે વપરાય છે.

ઉનાળાના દિવસોમાં જમણવાર વખતે જમણ ચાલુ રહે તેટલીવાર સુધી પાણી ઠંડું રહે તે માટે પાણી લેવા માટે આપવામાં આવતું સાધન.

**ચાડું**–ન.

ધૂપિયું.

**ચુંગી**–સ્ત્રી.

કાટખૂણા આકારની હોકલી.

**ચૈડવો**–પુ.

મોટા કદની, લગભગ ૭૦૦ ગ્રામ પાણી સમાય તેવડી કુલડી. ઘણાં ઘરોમાં તે ગોળા ઢાંકણા તરીકે પણ વપરાતો. જુઓ ચવડો

**ચોરી**–સ્ત્રી.

લગ્ન વખતે લગ્ન મંડપને ચારે ખૂણે મૂકવામાં આવતાં, ચીતરામણવાળાં લાલ માટીનાં ઘડા ઘાટનાં વાસણોની ઉતરડ.

આવી ચાર ઉતરડના સમૂહ ને ચોરી કહે છે.

**ઝારી**–સ્ત્રી.

લાલ માટીની ભૂંગળીવાળી નાની લોટી. બાળકોને પાણી પાવા માટેનું સાધન.

**ઝાવલી**–સ્ત્રી. (ભીલી)

દહીં મેળવવાની માટીની ઢાંકણાવાળી ખાસ ઘાટની દોણી. તેનુ ઢાંકણ બે પડવાળું હોય છે. તે પડો વચ્ચે રાખેલ છુટા કાંકરાથી તે ઘુઘરાની જેમ વાગે છે. ઉદર, બિલાડી, દૂધ–દહીં બગાડે ત્યારે તેના ખખડાટથી જાણ થઈ શકે તે માટેનું આ સાધન છે. મૂળ માટીનું છિદ્રાળુ હોવાથી આ વાસણનાં છિદ્રોમાં દહીંનાં બેકટેરિયા ભરાઈ રહે છે તેથી તેમાં દહીં મેળવતી વખતે મેળવણ નાખવાની જરૂર રહેતી નથી. માત્ર હૂંફાળું દૂધ નાખી ઢાંકી મૂકવાથી ખૂબ સરસ, એકધારૂં, સમરસ દહીં તૈયાર થઈ જાય છે. તેથી ઝાવલીનું દહીં વખણાય છે.



127 ઝાવલી

ટોકું—ન. (દક્ષિણ ગુજરાત)
તોલડું.

ઠામ—ન
કોઈપણ પ્રકારનુ કે ધાતનું વાસણ.
જેમકે માટીનું ઠામ ઠીકરાનુ ઠામ કે તાંબા
પિત્તળનું ઠામ. પણ મૂળે તે માટીના વાસણ માટે
પ્રયોજાતો શબ્દ હશે. તેથી ઠામ-વાસણનુ
દ્વંદ્વ બોલાય છે તે માટી અને ધાતુના વાસણના
દ્વદ્વ રૂપે ગણાય છે

ઠામડું—ન.
ઠામ.

ઠાંગું—ન.
માટીની મોટી કથરોટ
'ઠાંગાં ભરીને ખાવુ" એ વધારે પડતુ ખાનાર માટે
તિરસ્કારસૂચક ઉકિત છે

ઠીકરો—પુ. (ચોધરી)
તાવડી, ઠીબ.

ઠીબ—સ્ત્રી.
માટીના માટલામાંથી તળિયાનો ભાગ કાઢી લઈ
રોટલા શેકવા માટે બનાવેલી તાવડી.
ગુજરાતના કેટલાક ભાગમાં માટલાની જેમ તાવડી
બનાવવામાં આવે છે. અને તળિયાની નજીક કાપા
મૂકી પકવી વેચવામાં આવે છે. ખરીદનાર ઘેર લઈ
જઈ દાતરડાનો સાધારણ ટચકો મારી નીચેની ઠીબ
અને ઉપરૂં જુદા કરે છે ઉપરના કાંઠલા માટલાં
ટેકવામાં વપરાય છે. કેટલેક ઠેકાણે વેચનાર કુંભાર
તેને છૂટા કરી આપે છે.


126 ઠીબ

ઠેબ—સ્ત્રી. (વલસાડ જિલ્લો)
ઠીબ.

**ઢોબરૂં**–ન.
માટીનું કઢંગું વાસણ.
**ઢોબનો**–પુ. (ચોધરી)
શકોરૂં, છાલિયા ઘાટનું કાળી માટીનું વાસણ.
**ઢોબલી**–સ્ત્રી. (દક્ષિણ ગુજરાત)
ગોળ તળિયાવાળુ શકોરૂં.
**ઢુંઘી**–સ્ત્રી.
માટીની કાટખૂણ ઘાટની હોકલી.
**ડોચરૂં**–ન (દક્ષિણ ગુજરાત)
તાડી ભરવાનું વાસણ.
**ડોચરો**–પુ (ચો. બોલી)
પાણી ભરવાનો માટીનો મોટો ગોળો.
**ડોબરૂં**–ન. (દક્ષિણ ગુજરાત)
માટીનું રખડતું ઠાલું વાસણ.
**ઢાંકણી**–સ્ત્રી.
નાની હાંડલીને ઢાંકવાનું સહેજ ઉપસેલ ઘાટનું ગોળ ઢાકણું, તેની વચ્ચે પકડવા માટે નાનો ઠૂંટો હોય છે. 'ઢાંકણીમાં પાણી લઈ બૂડી મરો' નામોશી ભરેલ કામ કરનારની ભત્ત્સર્ના કરતાં કહેવામાં આવતી રૂઢ ઉકિત.
**ઢોબલી**–સ્ત્રી.
ઠોબલી.
**ઢોચકી**–સ્ત્રી.
જમતી વખતે પાણી ભરીને સાથે રાખવાનું કિલો પાણી સમાય તેવડું માટીનુ પાતળી ઠીકરીનું ગોળાકાર વાસણ.
**તાવડી**–સ્ત્રી.
રોટલી ભાખરી શેકવાની કલાડી.
**તોલડી**–સ્ત્રી.
માટીનું રાંધવાનું નાનું વાસણ.


129 ઢુંઘી

**દાથરી**–સ્ત્રી.
માટીની લોટ મસળવાની કથરોટ.
**દીવાણી**–સ્ત્રી. (ભીલી)
કોડિયું.
**દુણું**–ન. (ભીલી)
દોણું.
ઘી ભરવાનું કાળી માટીનું નાનું શેરિયું વાસણ.
**દેરડી**–સ્ત્રી.
માટીનાં ઘડા ઘાટનાં પાંચ વાસણોની ઉતરડ.
કુંભારે વેચાણ માટે ગોઠવેલા વાસણોની ઢગલા આકારની રચના.
**દોણી**–સ્ત્રી.
છાશ ભરવાની નાની દડાકાર ગાગર.
**ધંતુરી**–સ્ત્રી.
માટીની ચલમ, ધંતુરાના ફૂલને મળતો ઘાટ હોવાથી એવું નામ પડ્યું છે.
**ધુપિયું**–ન.
ધૂપ સળગાવવા કોલસા ભરવાનું માટીનું સાધન
**નાંદ**–સ્ત્રી.
પાણી ભરવાની છ ફૂટ જેટલી ઊંચી, ઉપરથી ગોળાકાર અને નીચે જતા કાંઈક શંકુ ઘાટની કોઠી. આવી કોઠી કેળાં પકવવામાં પણ વપરાય છે. નાંદના ઉપરના ભાગે મોં પર, માટીના ગોળાનું ઉપરૂં કાઢી નાખેલી ઠીબ ઢાંકી તે ઉપર છાણાંની આગ સળગાવવામાં આવે છે. તેની હૂંફને લીધે નાંદની અંદરના ભાગનાં કેળાં પાકી જાય છે.
**પાટચો**–પુ. (ભીલી)
શાક અને ધાન રાંધવાનો પાટિયો.
**પાટિયો**–પુ.
પહોળા મોંનું અને ખૂબ ચપટું હાંડલી ઘાટનું વાસણ.


130 દોણી


131 ધૂપિયું

**પાટુડી**–સ્ત્રી.
નાના કદનો માટીનો પાટિયો.

**પાટુડો**–પુ. (ચોધરી)
ધાન રાંધવાનો કે ઢાંચલું ઉકાળવાનો પાટિયો.

**પાર**–સ્ત્રી.
માટીની અંદરથી–અને કોઈવાર બહારની બાજુ પર પણ–લાખ ચોપડેલું અથાણું ભરવાનું વાસણ.

**બટેરૂં**–ન.
ચા પીવાનુ માટીનું સાધન.

**બટ્ટો**–સ્ત્રી. (દક્ષિણ ગુજરાત)
તાડી ભરવાનું માટીનું વાસણ.

**બત્કું**–ન (ભીલી)
બતક.

**બતક**–સ્ત્રી.
પાણી ભરવાનું ચપટું ગોળાકાર સાંકડા મોંનું વાસણ.

**બોત**–સ્ત્રી. (ભીલી. પંચ.)
બતક.

**ભટુરો**–પુ. (ભીલી)
લાંબી મુસાફરી વખતે ગાડા નીચે શીંકલામાં ટીંગાડેલી પાણી ભરેલી માણ પર ઢાંકવાનો લોટા જેવો લાંબી ગરદનનો લોટકો.

**ભદલું**–ન.
તમાકુ ભરવા માટેનું તદ્દન દડાકાર કાળી માટીનું વાસણ.

**ભાચરી**–સ્ત્રી. (ભીલી)
ઘેંશ બનાવવાનું પાટિયાના ઘાટનું પહોળા મોંનું વાસણ.

**ભાચરો**–પુ. (ભીલી)
દહીં મેળવવાનું પહોળા મોંનું વાસણ.



132 પાર

**ભેણો**–પુ. (મુસલ)
પાટિયો.

**ભોટવો**–પુ.
કૂંજાના ઘાટનું નાનું માટીનું વાસણ.
રહેંટમાં પાણી ભરવાનો લોટકો.

**ભુંભલી**–સ્ત્રી.
બતક.

**મણ**–સ્ત્રી. (દક્ષિણ ગુજરાત)
સાંકડા મોંનું બે ઘડા જેટલું પાણી સમાય તેવડું માટીનું વાસણ.

**માણ**–સ્ત્રી.
જુઓ–મણ.

**માટલી**–સ્ત્રી.
પાણી ભરવાનું લાલ માટીનું લગભગ એક હાંડો પાણી સમાય તેવડું નાનું માટલું.

**માટલું**–ન.
પાણી ભરવાનું કાળી યા લાલ માટીનું મોટું વાસણ. તેની ક્ષમતા એક બેડા પાણીની હોય છે.

**મામાટ**–ન.
પરણીને સાસરે જતી દીકરીને ખાવાનું ભરીને આપવાનું મોટું રંગબેરંગી ચીતરામણવાળું ગોળી આકારનું વાસણ.

**મોરિયો**–પુ.
કાળી માટીનો નાનો ગોળ ઘાટનો છાસ ભરવાનો ઘડુલો.

**રામપાતર**–ન.
લાલ માટીનું મોટું કોડિયું.

**રામૈયું**–ન.
રામપાતર.


133 ભેણો

**રાવ વાટકો**—પુ. (કચ્છી)
રામપાતર.
**લોટકો**—પુ.
જુઓ–લોટી.
**લોટી**—સ્ત્રી.
સીધા ઘાટનો પાણી પીવાનો લોટકો.
**વટોડજગ્યુ**—ન. (ભીલી)
પીવાનું પાણી ભરવાનું મોટું માટલું.
**વાડી**—સ્ત્રી. (ભીલી.)
વાઢી.
**વાઢી**—સ્ત્રી.
ઘી પીરસવાની કાળી માટીની નાળચાવાળી વાઢી ઘાટની માટીની દોણી. સામાન્યપણે માટીની વાઢી ૫૦૦ ગ્રામથી ૧ કિલો ઘી ભરી શકાય તેવડા માપની હોય છે.
**શકોરૂં**—ન.
અર્ધદડાકાર માટીનું પાત્ર.
ગરીબોનું ભીખ માગવાનું વાસણ.
**સાવલી**—સ્ત્રી. (ભીલી)
માટલામાંથી પાણી કાઢવાની કુલડી.
**હાંડલી**—સ્ત્રી.
ભાત કે કઢી જેવું અર્ધપેય બનાવવાનું પહોળા મોંનું કાળી માટીનું વાસણ.
**હાંડલું**—ન.
જુઓ–હાંડલી. આના ઉપર ઘણી કહેવતો છે. જુઓ–પાછળ કહેવતોવાળું પ્રકરણ.
**હાંડો**—પુ.
કાળી માટીનો પાણી ભરવાનો મોટો ગોળો.
**હુકકો**—પુ.

કાષ્ટ પાત્રો મૂળ તો અલાબુ પાત્રોની સંતતિ છે. ઘાટદાર વાસણોનાં પૂર્વજ તુંબડાનાં વાસણો છે. સાથે સાથે નાળિયેરની કાચલી, મોઝામ્બિકનાં ખપ્પર વગેરે પણ પાત્રો તરીકે પ્રચલિત થતાં ગયાં. પણ માણસને સંઘાડો જડયો ત્યારપછી માનવસર્જિત લાકડાનાં વાસણો બનવા લાગ્યાં.

આજે તો આ વાંસણો સાવ લુપ્ત થઈ ગયાં છે. તુંબડીનાં વાસણો આદિવાસીઓ હજી વાપરે છે. પણ તે બહુ મર્યાદિત રૂપમા. તુંબડીનાં રોયા ડોઈલી અને નાનાં ઠોબરાં સિવાય તેનો બહુ ઉપયોગ થતો નથી. સાધુઓ તેની તુંબડીઓ વાપરે છે. આ પાત્રને તેઓ તુંબડી જ કહે છે અને તે પાણી પીવામાં અથવા બગલમાં બાંધી તેમાં પૈસા ભરી રાખવા માટે વાપરે છે. આ તુંબડીઓ પણ એક જ ઘાટમાં વાપરે છે.

પણ લાકડાનાં વાસણોનો સૌથી વધુ સચોટ રીતે, કલામય રૂપે ઉપયોગ જૈન સાધુઓ કરે છે. જૈનમુનિઓ પહેલાં અલાબુ પાત્રો વાપરતા પણ પછીથી લાકડાનાં વાસણો પર સ્થિર થયા છે.

જૈનમુનિનાં આ કાષ્ટ પાત્રો મુખ્યત્વે રાજસ્થાનથી આવે છે. પહેલાં સૌરાષ્ટ્રમાં મહુવામાં તથા ઈડરમાં લાકડાનાં વાસણો બનતા મહુવાની પડખે તળાજાની ટેકરી ઉપર વિશાળ દ્દદાવિહાર મંડળ નામે બૌદ્ધોનો વિહારસમૂહ હતો. પાછળથી તે ટેકરી પર જૈનો સ્થિર થયા અને બૌદ્ધો સદંતર લુપ્ત થઈ ગયા. આવા વારાફેરા વચ્ચે પણ મહુવાના કારીગરોને લાકડાનાં વાસણોના ઓર્ડર મળતા રહ્યા. એમ એ કારીગરી લાંબો વખત ચાલી. પણ પાછળથી રાજસ્થાનમાંથી સારાં ઘાટદાર, મજબુત વાસણો આવવા લાગ્યાં તેમ તેમ મહુવાની પાત્રકારીગરી આથમતી થઈ અને કારીગરો બીજી રૂપકડી વસ્તુઓના કામ પર ચડી ગયા.

હાલ હવે માત્ર રાજસ્થાનનુ બ્યાવર અને કાપરડાજી તીર્થ પાસે આવેલ જે તારણ આ કારીગરીના કેન્દ્રો બની રહ્યા છે. હાલનાં જૈન સાધુનાં પાત્રો લગભગ સારા ભારતમાં આ બે જ સ્થળેથી જાય છે. બ્યાવર કાષ્ટ પાત્રનું બહુ જૂનું કેન્દ્ર છે. પણ જે તારણે હવે તેમાં નામ કાઢયું છે. તેથી હવે જૈન સાધુઓ બ્યાવર કરતાં જેતારણના વાસણો વધારે પસંદ કરે છે.
જૈનમુનિઓ સાથે પાત્રો અંગે વાત કરીએ છીએ ત્યારે એક સમજફેર અવારનવાર થાય છે. આપણે જો પાત્ર શબ્દ વાપરીએ તો મુનિઓ ખાસ ઘાટનાં, કાંઠા વગરની અને ઉપર જતો ઢાળ સહેજ અંદર તરફ નમતો હોય તેવા તપેલી ઘાટનાં સોસપેન જેવાં એમનાં રોજના વપરાશનાં પાત્ર જેને તેઓ 'પાતરાં' કહે છે તે સમજે છે.

આ 'પાતરાં' ઉપર કહ્યાં તેવા ઘાટનાં હોય છે અને તે એકબીજામાં સમાય તેવા કદનાં ૫, ૬, ૭, ૮, અને ૧૦ ના સેટમાં વપરાય-વેચાય છે. સામાન્ય રીતે જૈનમુનિઓ નાના સમૂહમાં જ સાથે રહેતા કે ફરતા હોય છે એટલે સમૂહની જરૂરિયાત પ્રમાણે નાના મોટા સેટ તેઓ વસાવી લેતા હોય છે.

આ ઉપરાંત તેઓ બે લોટાનો એક સેટ વાપરતા હોય છે. તે તરપણી ચેતનો,ના દ્વંદ્વ શબ્દથી જ ઓળખાય છે તરપણી (તર્પણી) એ તદ્દન દડાકાર, નીચે ત્રણ ટેકણવાળો, ઉપર કાંઠાવાળો લોટો હોય છે. ચેતનો તેના ઉપર મૂકવામાં આવતો તેનાથી કાંઈક નાનો ટેકણ વગરનો કે કાંઠા વગરનો હોય છે. આવા ચેતના નાળિયેરની કાચલીમાંથી જ કાપીને બનાવેલી નાની પડઘી લગાડવામા આવે છે. પણ નાળિયેરની કાચલી કાંઈક કડક અને બરડ હોવાથી જો જરાક જોરથી ટક્કર લાગે તો તે તૂટી જાય છે વપરાશથી વારંવાર પલળીને પ્રસારણ-સંકોચન થવાથી પણ તૂટે છે. તેથી સેવનના લાકડાના ચેતના જ વધારે વપરાય છે.

ચેતના ઉપર નાનું ગોળ ઢાંકણું હોય છે. આ ઢાંકણાને વચ્ચે નાનું ચણીબોર જેવડું બોરિયું હોય છે.

તરપણી ચેતના નાના મોટા વિવિધ કદમાં બને છે.

આ ઉપરાંત આ મુનિઓ પ્યાલાના આકારનાં પડઘીવાળાં કાષ્ટ પાત્ર વાપરે છે. તેને તેઓ ટોકસા કહે છે.

આ ઉપરાંત જૈન મુનિઓ એક ચમચા જેવું સાધન વાપરે છે. તેને તેઓ ટોપરક કહે છે. ટોપરક શબ્દ નારિયેળના અર્થમાં છે.

આ ટોપરક બનાવવા માટે મુનિઓ લાંબા ઘાટની નારિયેળની કાચલી પસંદ કરે છે. આવી લાંબા ઘાટની કાચલી આપણે હુકકામાં વપરાતી જોઇએ છીએ. આવી કાચલીને તેઓ ચાર ભાગમાં-કાપી લે છે.

**અલાબુ પાત્ર**—તુંબી પાત્ર
(અલાબુ=તુંબડી)
**આખરિયો**—પુ.
રોટલી વણવાની ગોળ પાટલી.
**આડણી**—સ્ત્રી.
આખરિયો.
**ઇસ્કોતરો**—પુ.
(પોર્ટુ—ઇસ્કોતરિયા)
પૈસા અને ચોપડા રાખવાની જોગવાઈવાળો લાકડાનો ગલ્લો.
**ઉખળ**—પુ.
ચોખા છડવાની લાકડાની ખાંડણી.
**દરી મોતારો**—પુ.
(દક્ષિણ ગુજરાત)
લાકડાની ખાંડણી અને મોતારો, ચટણી છુંદવા માટેનો.
દરી=લાકડાના ડગળામાં ખાડો પાડીને બનાવેલ ખાંડણી.
મોતારો=ખાંડવાનું ખાંડણિયું.
**કંકાવટી**—સ્ત્રી.
મંગલ પ્રસંગે ચાંદલા કરવા માટે કંકુ ઘોળવાનું સાધન.
**કઠૌત**—સ્ત્રી.
લાકડાની કથરોટ.
**કઠોતી**—સ્ત્રી.
ઉપર પ્રમાણે.
**કઠોડો**—પુ.
(સં. કાષ્ટગૃહ, પ્રા. કઠ્ઠહર)
મરચું, હળદર, ધાણાજીરું વગેરે દળેલા મસાલા

તથા શાકમેથી વગેરે હવેજ ભરવા માટે ખાનાંખાનાંવાળું લાકડાનું ઘાટદાર અને કોતરણીવાળું સાધન.

**કડોડો**—પુ.

અથાણું ભરવાનુ લાકડાનું સાધન.

**કથરોટ**—સ્ત્રી.

(સં. કાષ્ટિકા)

લોટ મસળવા માટેનું લાકડાનું સાધન.

**કમંડળ**—ન.

સાધુનું પાણી ભરવાનુ તુંબડીનું વાસણ.

**કસોટ**—સ્ત્રી. (ભીલી બોલી)

કથરોટ

**કાસરોટ**—સ્ત્રી.

(ભીલી પંચમહાલ)

કથરોટ.

**ખપ્પર**—ન

(સં–કર્પર)

આફ્રિકા તરફથી આવતા જંગલી નારિયેળની કાચલીનું કાળા રંગનું લંબગોળ પાત્ર. તે ૩૦ થી ૪૫ સે. મી લાંબું હોય છે અને તેમાં ચારથી પાંચ લીટર પ્રવાહી સમાય છે.

આ વાસણ સાધુઓ અને ફકીરો ભીખ માગવામાં વાપરે છે. કાપાલિકો તંત્રોપાસના વખતે તેને ખોપરીની જગાએ પાનપાત્ર તરીકે પણ વાપરે છે.

**ખલ**—પુ

અફીણનો કસુંબો ઘુંટવાનો લાકડાનો કોતરણીવાળો હોડી ઘાટનો ખરલ.

જુઓ-ખરલ.

**ગુઠણિયો**—પુ. (કચ્છી)

ઘુંટણિયો, જમતી વખતે પલાંઠીવાળીને બેઠા હોય



134 ગુઠણિયો

ત્યારે ઢીંચણ નીચે મૂકવામાં આવતું બાજઠ ઘાટનું ટેકણ.

**ગોઠણિયો**—પુ.
ઉપર પ્રમાણે.

**ગોડિયો**—પુ. (કચ્છી)
ઢીંચણિયો.

**ઘડમચી**—સ્ત્રી.
પીવાના પાણીની માટલી? લાકડાનું ત્રણ કે ચાર પાયાનું સાધન.

**ઘડમાચી**—સ્ત્રી.
ઉપર પ્રમાણે.

**ઠાલો**—પુ. (ભીલી બોલી)
ઘંટીનું થાળું.

**ડોયો**—પુ.
નાળિયેરની કાચલી કે તુંબડીનું માટલામાંથી પીવાનું પાણી લેવાનું સાધન.

**ઢીંચણિયું**—ન
ગુઠણિયો.

**તપુરું**—ન.
(દક્ષિણ ગુજરાત)
લાકડાની કથરોટ.

**દયેડો**—પુ.
(ચોધરી બોલી)
પડિયો-દડિયો.

**દડિયો**—પુ.
પડિયો, ખાખરાનાં બે પાન સામસામાં જોડીને કૂંડી ઘાટનું બનાવેલું પાંદડાનું પાત્ર.

**મશાલિયું**—ન.
મરચું હળદર વગેરે ભરવાનું લાકડાનું સાધન

જુઓ-કઠોડો

**મંધિયાણું**— ન.
રવૈયો.

**મંધી**—સ્ત્રી. (કચ્છી)
નાનો રવૈયો.



135 મંધિયાણું



136 મંધી

કહેવતો એ ભાષાનો બહુ મધુર ભાગ છે. તે કોઈ ચીજની ખાસિયત ઉપરથી માનવીને કાંઈક બોધ કે સૂચન કે કટાક્ષ કે ગમ્મત આપે છે અને ભાષાના સ્વરૂપને આનંદમય બનાવે છે.
વિશ્વની દરેક ભાષામાં કે બોલીમાં કહેવતો અથવા રૂઢ પ્રયોગો હોય છે. દુનિયાની કોઇ પણ ભાષા કે બોલી આનાથી બાકાત નથી. આ બધાં કાંઈક નિરીક્ષણ ઉપરથી કે કાંઇક અનુભવ ઉપરથી બનાવી કાઢેલાં હોય છે. કહેવતોના બનાવનાર જીવનના ગમે તે પાસામાંથી કહેવત બનાવી કાઢે છે. કોઈપણ કહેવત પહેલાં કોણે શરૂ કરી તેનું કશું મૂળ જડે નહીં. છતાં તે જમાનાઓથી ચાલી આવતી હોય છે.
કહેવતો યાયાવર પંખીની પેઠે એક ભાષામાંથી બીજી ભાષામાં અને એક દેશમાંથી બીજા દેશમાં જતી હોય છે તેના ઉપર ખૂબ નજીકથી સંશોધન કરવું તે આનંદ પ્રેરે તેવી વાત છે.
અહીં આપણે વાસણો ઉપરથી કેવી કહેવતો અને કેવા વાકયાંશો રૂઢ થયા છે તે નોંધ્યા છે. હજી પણ ગુજરાતી ભાષામાં ઘણા પ્રયોગો હશે. બાર ગાઉએ બોલી બદલાય એમ ગુજરાતમાં અનેક બોલીઓ છે અને તે દરેકને પોતપોતાની કહેવતો છે. અહીં એમાંથી મળી તેટલી મૂકી છે.

## (૧) ટકાની તોલડી તેર વાનાં માગે.

માટીની તોલડી હોય છે તો ત્રણ પૈસાની પણ તેનો ઉપયોગ શરૂ કરો એટલે તેના અનુસંધાનમા અનેક બીજી ચીજો જોઈએ. માત્ર એક કપ ચા બનાવતી વખતે કુલ નવ ચીજોની જરૂર પડે છે આ બધી હુલામણુ ઉપરથી આ કહેવત પડી છે તેનો અર્થ એ છે કે સંસાર માડતા સો વાનાંની જરૂર પડે છે. ઘર માડીએ એટલે કઈ ચીજ વગર ચાલે છે? તેથી વડીલો જુદુ ઘર માંડવાના હોશી યુવાનોને ઘણીવાર શિખામણમા આ કહેવત કહે છે

## (૨) બેડા ઉપર બેડું તો કે પાણિયારીને ભાર

એટલે કે ખર્ચ ઉપર ખર્ચ વધારે જાઓ તો છેવટે ઘરના મુખ્ય માણસને જ દુઃખ પડવાનુ છે

## (૩) કથરોટ કહે કુંડાને કે તારું મોં પહોળું.

પોતાનો દોષ ન જોતાં પારકાના દોષ ઉપર ટીકા કરનાર માટે આ કહેવત કહેવાય છે. આ કહેવત આમ પણ વપરાય છે કે. 'કથરોટ કુંડાને શું હસતી હશે કે તારું મો પહોળુ?' વાસ્તવમા કથરોટનું મોં બધાંય વાસણો કરતાં પહોળું હોય છે

## (૪) મન ચંગા તો કથરોટમેં ગંગા.

કોઈક હિન્દી કહેવત પરથી ગુજરાતી ભાષામા આ કહેવત આવી હશે એમ તેની હિન્દી ભાષા ઉપરથી લાગે છે. ચંગા શબ્દ મોટે ભાગે સિંધી, પંજાબી, હરિયાણવી અને ઝુનઝુના તરફની રાજસ્થાની બોલીમાં બહુધા વપરાતો શબ્દ છે.

કહેવતનો અર્થ છે કે માણસનુ મન સાફ હોય તો કોઈ તીર્થમા ભટકવાની જરૂર નથી.

ઘરની કથરોટમાંનું પાણી પણ ગંગાજળ જેટલુ મનને પવિત્ર કરી શકે છે.

## (૫) તોલડી તનનન થવી.

ઘરમાં ગરીબી આવી જવી.

## (૬) વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો.

આખું કુટુંબ દુઃખ ભોગવતું હોય છતાં પણ પોતાનોજ સ્વાર્થ જોનાર કુટુંબના પેટભરા સભ્ય માટે આ કહેવત વપરાય છે. અર્થ છે કે બીજા બધાનું ગમે તે થાઓ પણ મારો સ્વાર્થ સચવાવો જોઈએ.

## (૭) 'ભર્યા ચરુમાંથી દાણો ચાંપી જોવાય'

મતલબ કે કોઈ માણસના એકાદ લક્ષણ ઉપરથી કે એકાદ વર્તન ઉપરથી જ તેના ચારિત્ર્યનો અંદાજ આવી જાય. એ માટે વારંવાર ધોખામાં પડવાની કોઈ જરૂર નહીં. એકાદ પ્રસંગ જ બસ છે. જેમ ચરૂમાં ભાત ચડયો છે કે નહીં તે જોવા માટે ચરુનો દરેક દાણો દબાવી જોતા નથી પણ એકાદ દાણો ચાપી જોવાથી જ ખબર પડી જાય છે કે આખા ચરુના ભાત રંધાઈ ગયા છે કે નહિ.

## (૮) 'ચાક ઉપર પિંડો, તોલો ઉતરે કે તોલી'

ચાકડા ઉપર માટીનો પિંડો મૂકી તેમાં કુંભાર અંગૂઠો દબાવે ત્યારે તે કયો ઘાટ ઉતારવાનો છે:તોલડું કે તોલડી એ જોનારને ખબર ન પડે. જોનાર તો જોયા કરે અને જ્યારે ઘાટ ઊતરે ત્યારે ખબર પડે કે આ ઘાટ આબરી છે. એમ કોઈ પણ બનાવ બનતો હોય ત્યારે સૌએ જોયા કરવું પડે કે એનું શું પરિણામ આવશે. 'તેલ જુઓ તેલની ધાર જુઓ' એ કહેવતનો જેવો અર્થ છે તેવો જ આ અર્થ છે.

ઘણીવાર નાના બાળક માટે પણ મા બાપ કહે છે કે 'ચાક ઉપર પિંડો છે.' મતલબ કે હજી બાળક છે આગળ જતાં કેવો નીવડે તે તો ભગવાન જાણે. હાંડલા ઉપર તો ઘણી કહેવતો ગુજરાતી ભાષામાં છે.

## (૯) 'ઘરમાં હાંડલે હાંડલાં કુસ્તી કરે છે'

અર્થાત્ ઘરમાં ગરીબી છે. એક પણ પાત્રમાં અન્નનો દાણો નથી અને ખાલી વાસણો એકબીજા સાથે અથડાયા કરે છે.

## (૧૦) 'હાંડલી અભડાવવી'

કોઇનું આવકનું સાધન તોડી પાડવું.
'આ તો આપણી હાંડલી અભડાવવા તૈયાર થયો છે એ રીતે આ ઉક્તિ વપરાય છે

## (૧૧) 'ઘર હોય ત્યાં હાંડલાં ખખડે'.

મતલબ કે ઘરમાં પાંચ માણસ ભેગાં થાય તો બોલવાનું પણ થાય પણ તેથી કાંઇ કાયમનાં વેર ન કરાય. એ શિખામણ એમાં અભિપ્રેત છે.

## (૧૨) હાંડલાં ફોડવાં.

ફલાણો તો અમુક માણસનાં હાડલાં ફોડવા તૈયાર થયો છે. એ રીતે આ ઉક્તિ વપરાય છે. કોઇનું આવકનું સાધન તોડી પાડવું એ અર્થ તેમાં

અભિપ્રેત છે

**(૧૩) ઘરમાં તો હાંડલાં હડી કાઢે છે.**

નવમી કહેવતના અર્થની જ આ કહેવત છે પણ આમા શબ્દો ઘણા રમૂજવાળા યોજેલા છે.

**(૧૪) હાંડલાં હાથ લેવડાવવાં.**

ભાડૂતી મકાન ખાલી કરાવવું એ અર્થમાં છે અથવા ઘરમાંથી કાઢી મૂકવાના અર્થમાં પણ કહેવાય છે.

**(૧૫) હાંડલાં તડકે મૂકવાં.**

ઘરે જમી રહ્યા પછી કોઈ આવે તો તેને કહેવામાં આવે છે કે, 'અમે તો હાંડલાં તડકે મૂકી દીધાં' મતલબ કે, 'અમે જમી રહ્યા છીએ' કારણ કે જમ્યા પછી માટીનાં વાસણો ધોઈને તેમાં અન્નકણો સડે નહીં માટે તેને તડકે મૂકવામા આવે છે. તે રીત ઉપરથી આ કહેવત થઈ છે.

**(૧૬) તેનું હાંડું ભરાતું નથી.**

બહુ લાલચુ કે લાંચખાઉ માણસ માટે આ વપરાય છે. મતલબ કે થોડી લાંચથી આ માણસ ધરાતો નથી.

**(૧૭) આ ઉપરાંત ત્રણ શબ્દો નોંધપાત્ર છે:**

હાંડીકૂંડી=ઘરવખરી.
હાડીફોડ=પારકું ખરાબ કરનારો.
હાંડીધોયો=વાસણ માંજનારો

**(૧૮) તેર તાંસળી ભેગા થવા.**

ગુજરાતમાં એક જ પંક્તિમા સાથે બેસી અભડાયા વગર જમી શકે તેવી ભાણે ખપતી તેર વસવાયા કોમો છે. તેઓ કોઈવાર સાથે સાથે જમણવાર કરે છે ત્યારે તેર-તાંસળી ભેગા થયા કહેવાય છે. વ્યવસાયે આ બધી જ કોમો ભિન્ન હોય છે છતાં જ્ઞાતિબંધનથી સાથે જમે છે. તેથી જે લોકોમા બીજી કોઈ રીતે મેળ ન હોય છતાં કોઈવાર કોઈ સામાન્ય સ્વાર્થ પર એકસંપ થઈ ભેગા મળે તે વખતે તેઓ માટે આ કહેવતનો પ્રયોગ થાય છે.

**(૧૯) બે ગોળીનો ચેડવો.**

ચેડવો એ નાનો માટીનો લોટો છે તેનો ઉપયોગ પાણિયારા પર મૂકેલા

બેડાની ઉપલી ગોળીને ઢાંકવામાં થાય છે. જ્યારે પાણિયારા પર બે ગોળી હોય ત્યારે. કોઈ માણસ એક ગોળીમાથી પાણી લે ત્યારે તેને પડખેની ગોળી પર મૂકી દે છે, ને પછી ત્યાં જ છોડી દે છે. વળી બીજો કોઈ બીજી માટલીમાંથી પાણી લે ત્યારે પાછો ચૈડવો પહેલી માટલી પર આવે છે. એમ બીચારો ચૈડવો બે માટલી પર આમથી તેમ નિશ્ચિત સ્થાન વગરનો કુટાયા કરે છે.
'ધોબીના કૂતરા' જેવી મતલબની આ કહેવત છે.

### (૨૦) રંડીકા મું હંડી મેં કે કુંડી મેં.

મતલબ કે ગણિકાને ધંધો શું ? ખાય પીએ ને શણગાર સજે. હાંડલીમાં રાંધે અને કુંડીમાં મોં ધૂએ.
નવરો માણસ બાપ કમાઈ પર ખાઇ પીને શોખ કરતો હોય તેના માટે આ કહેવત કહેવાય છે

### (૨૧) ધણીને સુઝે ઢાંકણીમાં, ને પાડોશીને આરસીમાં પણ ન સુઝે.

આ કહેવત પરથી લાગે છે કે કોઈ કાળે હાંડલીના ઢાંકણમા પાણી ભરી તેનો ઉપયોગ અરીસા પેઠે મોં જોવામાં થતો હશે.
અર્થ એ છે કે જેને લાગેવળગે છે તેને તો ઢાંકણીમાં પણ મોં ચોકખું દેખાય છે અને જેને કાંઇ પડી ન હોય તેને તો અરીસા જેવું ચોકખું હોય તો પણ ખબર પડતી નથી.

### (૨૨) ભાંગ્યું ઠામ કંસારે જાય.

મતલબ કે સાજો-સમો માણસ હોય કે પ્રાણી હોય તો તેનો આદર થાય અને કામ કરવા અશક્ત થયું તો તેને ભંગાર ખાતે નાખી દેવામાં આવે.

### (૨૩) ભાણું જો ભાગ્યું હોય તો રેણ દઇને પણ રાખીએ. પણ કાળજ ફાટયાં હોય તો કોઈ કાળે સંધાય નહીં.

વાસણ ફૂટયું હોય તો તેને રેણ કરીને પણ વાપરી શકાય છે પણ કોઇનું હ્રદય તૂટી ગયું હોય તો પછી તે કદિ સંધાતુ નથી.

### (૨૪) નવરો હાથ ઉતરડ ફોડે.

અર્થાત્ નવરો માણસ નુકસાન કરે, માટીનાં માટલાં ઉપરાછાપરી ગોઠવીને કરેલી રચનાને ઉતરડ કહે છે. નવરો માણસ પડયો પડયો તેને તાકવાની

રમત રમે અને માટલાં ફોડે, 'નવરો નખ્ખોદ વાળે. એ મતલબની ઉક્તિ.

## (૨૫) ઠામ એવી ઠીંકરી, મા એવી દીકરી.

અર્થ કે જેવુ વાસણ હોય–લાલ કે કાળું, જાડું, કે પાતળું, સારૂં કે માઠું– તેવી તેની ઠીકરી નીકળે. તેમ મા જેવી હોય તેવી તેની દીકરી નીવડે. 'બાપ તેવા બેટા' જેવા અર્થની કહેવત

## (૨૬) ગાદી તકિયો કે દોરી લોટો.

સાહસ કરનાર માટે ઉક્તિ કહેવામા આવે છે કે સાહસ સફળ થાય તો ગાદી તકિયે બેસવા મળે, નહીં તો દોરી અને લોટો લઈ બીજે નસીબ અજમાવવા દેશાવર ખેડવા પડે.

## (૨૭) કાં છત્રપતિ કે કાં પત્રપતિ.

આ પણ એવીજ મતલબની કહેવત છે સાહસ સફળ થાય તો માથે છત્ર ધરવામાં આવે તેટલો ધનવાન થાય અને નહીં તો હાથમાં રામપાતર 'પત્ર' લઈ ભીખ માગવાનો વારો આવે.

## (૨૮) લે લોટી ને માર લંગોટી.

ફક્કડ સ્વભાવના માણસ માટેની ઉક્તિ છે. અર્થ એ છે કે અમારે શું ફિકર ? લંગોટી મારીને હાથમાં લોટી લઈને ચાલી નીકળીએ.
અથવા બેફિકર, નાગા માણસ માટે પણ આ ઉક્તિ વપરાય છે કે, 'તેને શું છે ? રખડી ખાય, લે લોટીને માર લંગોટી'.

## (૨૯) ઓછું પાતર ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો.

જ્ઞાની કવિ અખાના છપ્પામાંથી આ ઉક્તિ રૂઢ થઈ છે કે માણસ છીછરો હોય, આછકલો હોય તે જો વધારે ભણે તો જેમ વઢકણી વહુનો છોકરો ગામ આખા સાથે લડતો ફરે તેમ સૌ સાથે શાસ્ત્રાર્થ કરવા પોતાની– વિદ્યા બતાવવા બેસી જાય પણ ખરેખર તેનામાં કશું ઊંડાણ હોય નહીં.

## (૩૦) સપાતર વાતે ને કપાતર લાતે.

સુપાત્ર–શિખામણ આપવા લાયકને માત્ર વાતથી સમજાવી શકાય છે, જ્યારે કુપાત્રને સમજાવવા જઈએ તેમ વધારે ચગે છે. તે તો મારથી જ સીધો થાય.

## (૩૧) રંગનાં ચટકાં હોય, કુંડાં ન હોય.

અર્થાત્ મજાક થોડો વખત જ હોય, પછી લાંબો સમય ન ચલાવાય.

## (૩૨) પાપનો ઘડો ફૂટયા વગર રહે નહીં.

રાવણે અભિમાનમાં ઋષિઓ પાસે કર લેવા બળજબરી કરવા માંડી. તેથી ઋષિઓએ દરેકે પોતાના શરીરમાંથી એક એક લોહીનું ટીપું આપી એક ઘડો ભરી રાવણને આપ્યો. રાવણને પછીથી સમજાયું કે પાપ થયું. તેથી તેણે તેને દૂર કોશલ દેશમાં દટાવી દીધો. છેવટે એ ઘડો જનક રાજાના હસ્તે ખેતી કરતાં ફૂટયો અને તેમાથી જન્મેલાં સીતાજીથી રાવણનો નાશ થયો. તે ઉપરથી આ ઉકિત કહેવાય છે. મતલબ કે પાપ ગમે તેટલું સંતાડો તો પણ એ ખુલ્લું પડયા વગર રહેતું નથી.

## (૩૩) ફૂટેલા કુલ્લામાં ઘી ભરવું.

કુલ્લું એટલે ચામડાનું બતક ઘાટનું ઘી ભરવાનુ મોટું વાસણ. કહેવતનો અર્થ એ છે કે ખર્ચાળ માણસને ગમે તેટલું ધન મળે પણ ફૂટેલા કુલ્લામાં ભરેલું ઘી જેમ બહાર નીકળી ઢળી જાય તેમ ખર્ચાળના હાથમાંથી ધન વપરાઈ જાય.

## (૩૪) લોટે જવું.

લોટો લઇને શૌચ કરવા જવું.
(બ્રાહ્મણો લોટ માગવા જાય છે તેને માટે પણ આ વાકયાંશ વપરાય છે. પણ તેમાં પાત્રનો અર્થ નથી)

## (૩૫) કળશિયે જવું.

મળત્યાગ કરવા જવું. તે માટે પાણીનો કળશિયો લઇને જવાની રીત પરથી કહેવત થઈ છે.

## (૩૬) કળશિયો થઈ જવો.
## કળશિયો લાગવો.

અહીં કળશિયો એટલે ઝાડો એ અર્થમાં આ વપરાય છે.

## (૩૭) કળશ ચડાવવો.

જેમ મંદિર પર કળશ ચડાવવાથી મદિર દૂરથી પણ ઝળહળી ઊઠે છે, તેમ કોઇની કીર્તિને શિખરે ચડાવવા માટે આ ઉકિત વપરાય છે.

## (૩૮) 'ઠાંગા ભરીને ખાવું.'

ઠાંગું એટલે માટીની કથરોટ. દાથરી. બહુ ખાઉધરા માણસ માટે આ ઉકિત વપરાય છે

**(૩૯) ભાચરા જેવું મોં.**
ભાચરો એટલે પાણી ભરવાનું પહોળા મોંનુ કાળું માટલું. તિરસ્કારવાળી ઉક્તિ છે.

**(૪૦) કોઠીમાં ઘાલ્યાં જીવે નહીં.**
મૃત્યુથી ગમે તેટલું નાસે તો પણ બચી શકતું નથી, એ અર્થમાં.

**(૪૧) ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂવે.**
ચોરી કરવા ગયેલો ચોર માર્યો જાય તો ચોરની મા જાહેર થઈ જવાની બીકે જાહેરમાં વિલાપ પણ કરી ન શકે. એ અર્થનો આશ્રય લઈ ખરાબ કામ કરનાર છાને ખૂણે મૂંઝાતો હોય તેને માટે આ કહેવત કહેવાય છે.

**(૪૨) 'ગાંડી માથે બેડું.'**
ઢંગધડા વગરના માણુસને કામ સોંપ્યું હોય તો તે કામ થવા વિષે શંકા રહે ત્યારે આ ઉક્તિ વપરાય છે.

**(૪૩) વાઢીમાં પેસે ને નેળમાં નીકળે તેવો.**
આ કહેવત વામન અવતારની વાત પરથી પ્રચલિત થઈ લાગે છે.
ગુરુ શુક્રાચાર્ય બલિરાજાને દાનનો સંકલ્પ કરતો રોકવા માટે પાણીના કરવામાં દાખલ થઈ તેની નળીમાં ભરાયા હતા. તે ક્રિયા ઉપરથી પ્રેરણા લઇને કહેવતનું રૂપ બન્યું લાગે છે. જે માણુસ એક વાત કરીને બીજી જ રીતે વર્તન કરે અને એ રીતે બીજાને ગેરમાર્ગે દોરતા હોય તેના માટે આ કહેવત વપરાય છે.

**(૪૪) ભર્યો ઘડો છલકાય નહીં; અને અધુરો ઘડો છલકાય.**
આ બંને કહેવતો જુદી જુદી વપરાય છે અને એક કહેવત તરીકે બન્ને સાથે પણ બોલાય છે.
ઓછું જાણકાર માણુસ પોતાની જાતનું વધારે પ્રદર્શન કરે અથવા ઓછો ધનવાન કે બીજી રીતે અસમૃદ્ધ માણુસ વધારે દેખાડો કરે, એ અર્થમાં આ કહેવત વપરાય છે.

**(૪૫) ઠાલો ઠણકો વાગે ઘણો.**
ખાલી વાસણ ઉપર ટકોરો મારવાથી તે ગાજી ઊઠે છે. એ સીધો અર્થ છે. અને ઓછો સહનશીલ માણુસ તરત બોલી ઊઠે છે. એ અર્થમાં અથવા ઉપર ૪૪માં બતાવેલા અર્થમાં પણ આ કહેવત બોલાય છે.

**(૪૬) ભાંડો ફૂટયો.**
પોલ ઉઘાડી પડી જવી.

# PATRASHABDAVALI
# 'The Utensils Dictionary'

## Brief outline of the Gujarati text

There is a wide range of vessels being used in the Indian home Each vessel is meant for a specific function, which dectates the form, the size and even the decoration

A *ghada* or *gagar* (39) is meant for fetching water either by carrying it on the head, shoulder, hip or the back Bigger pots (39B) are meant for storing water for drinking or household use They are generally made from copper, brass, bell metal, bronze and german silver At times they are gilted with chromium

The original container for storage of liquid was the gourd and a number of vessels derive their shape from it. *Alabupatra* (112) a form of begging bowl carried by the mendicants, popularly known as *Kamandala* (114) was originally carved from a gourd and today it is made in metal yet it follows the original shape Thus all the pots are derived from it are sphyrical or globular The lids of these pots are also shaped generally bowl shaped like a dome or shaped loke the Turkish cap (87) The idea has probably been taken from a half gourd The dome rises gradually and at the very top is the form of the open feathered peacock or conical knob simulating the *shikhar* of a temple

Very big pots for storing water are always made from copper sheets shaped by hammering and adorned by the indentations of the hammer Each shape identifies the function and the place of its origin They rise from a flat bottom of a pail shape spreading outwards then another shaped form is placed on the top creating the shape like rounded shoulders These heavy pots are fitted with massive rings for lifting with a big pole The static storage pots are made from clay and kept slightly buried in the ground

Small pots are called *lotas* The *lota* is an essential part of our lives They are meant for storing drinking water or milk Their circular globular forms can be with or without a base The shape indicates the community of the user, as *karasia* which is

used by the Parsi (15) It also indicates the purpose for which it is to be used and even the age of user (15, 19, 20 21, 22, 23) The *lotas* with conical bottom and flat base *Kalash* (19) are generally used for auspicious occassions The long concave necked Parsi *lotas* (22) are meant for measuring milk or whey Conical small *lotis* are ideal for measuring expensive liquids as oil or clarified butter, *ghee* (22) for the very last drop comes out when kept up side down *Bhaturo* (90) a *lota* with a long neck is kept upside down to cover a water pot carried in a cart where the jerking movement would spill the water The pitchers for water, milk or whey have long averted mouths for they are ideal for pouring liquids, as the pots having a spout or a lip require to be kept in only one position while the *vatloi* (101) can be kept in any position The broad mouth vessels are more convenient while milking Averted broad mouth rim are convenient for lifting also

The herdsmen of Kutch always keep the mouth of their pots broad, be they of any size They are ideal for pouring liquids from one pot to the other

Ritual pots are of many kinds and fall into different catagories The *achammani* or *uddharini* (3) a laddle like spoon, is one of the most important ritual vessel used for offering water or milk

Then the handle of a simple *Achamani* can be shaped like the tail of a cow or the form of a snake Often the handle carries the figures of deities or symbols of the sect to which the user belongs

*Panchpatra* (79) a beaker, for holding water or milk is always combined with an *achamani* The outer surface of it is decorated either by the combination of two metals, brass and copper, or by engraving the images of the deities or their *vahanas* - their carriers

The spouted lotas, *jalzari* (49) meant for ablution with water or milk of an idol, have also many shapes The spouts are surmounted by a head of a cow-*Kamadhenu* (36) a tiger-*vyal* or a simple knob While the *badna* (85) spouted lota used by Muslims for wazu-washing of hands and feet are egg or melon shaped and have a spout

*Panchdravya*, is a box with six compartments for storing the five coloured auspicious powders such as *abil* white flour of tapioca, *gulal* the pinkish red powder, *sindoor* the vermillion lead oxide, *haldar* yellow termeric, *kanku* the maroon colour powder

The dharapatra is meant for dripping water over *Shiva lingam* It is so popular that we find it has many names in most of the Gujarati dialects, like *achhadanu*, (2) galati or *Shiva galati*, etc The pot has a conical bottom, at the tip of which a knob (2) a cone, a cow's head or other figures are fitted and the liquid drips in droplets

The *kashi lota* is distinct as it is profusely engraved The engraved motifs of floral or foliage patterns, figures of birds and animals cover the entire surface

The *dashavatar lota* has it's surface divided into twelve seperate parts depicting each incarnation of *Vishnu* as well as *Ganesh* and *Shiva* Some *lotas* carry selected chronological incidents from the Ramayan

The *ganga jamni* lota is a two metalled vessel made from sheets of brass and copper braized together A kind of small *loti* has a lid surmounted by a female head of *Ganga* or of Nandi, the bull of Shiva.

The standing oil lamp with a wide flower shaped bold can hold five, seven or nine grooves for holding wicks (7) It is supported by a long base fitted on another dish for catching the oil dripping from the wicks, is an essential part of a Hindu temple The standing lamps have stands of many shapes They are some times branched or shaped like pillars This type lamp is caste in many parts of India Yet each atea has a distinct shape and form which clearly indicates it's place of origin

The *Deep laxmi* or the godess with the lamp, *Kamakshi* or *Gajalaxmi* lamps are associated with the Godess of Prosperity The parrot lamp *Popat Divo* is a hollow container kept filled with oil and hung over a lamp to feed it *Arati* (Index page) or a lamp with many wicks meant for performing the ritual of worshipping a deity, is at times fitted with many figures

Like the ritual pots the cooking pots are many and has it's each distinct shape and function A number of materials are used for manufacturing these utensils A *kathrot* (13) a shallow broad wooden bowl shaped like a tortoise is for kneading dough for making the flat unleavened bread *Mashaliu* (10) is a wooden box for spices

The *velans* or rolling pins (103) in various shapes make round paper thin varieties of bread such as *rotli, papad, khakhara, puri* over a *patali* a round brass, wooden or marble plate having three or four supports This thin bread is roasted on earthern shallow-pan (128) The earthern one is ideal for roasting thick *rotalas* - unleavened bread The *feravo* or *tavetho* (82) spatulas or scraper is meant for turning the bread

The liquids are cooked in pans called *tapeli* (55), *bhagonu* (84, 89), Brass pots and earthen pots like *handali* (109) or *patio* (108) Deep frying small and big pans with round ring handles is known as *kadai* (12) Simple frying in oil is done in shallow flat pans The turning, stirring and lifting from oil or ghee is done by *jhari* (51) a collander For removing surplus oil from deep fried *puris* or water from boiled rice *bohiyo* (88) a large seive is used The semi-liquids are served by *kadchhi* - ladle (115) or *chamcho* - spoon (106) Liquid soups are served by *kamandal* (14) a spouted bowl

Indian preparations are highly specialized The process of cooking requires preparing the spices with which the vegetable pulses etc are flavoured The spices are mostly selected green They are crushed in a stone bowl with a wooden pestle Spices in powder form are stored in carved one pieces wooden boxes, *kathoda* with sliding lids

Coconut and vegetables are grated and cut with tortoise shaped grater (8) The lizard shaped grater (31) and sickle *Vili* of Maharashtra serves many purposes It cuts, slices and grates, cut vegetables After which the different preparations are now cooked in different shaped cooking vessels

For serving a sweet milk preparation *dudhpak*-rice pudding - a special ladle *dugho* (56) is used The handles of these devices are made hollow and rattle The extreme top is decorated with female figures At times the right side of the bowl is tied with

jingle bells which rings while serving These are used during community dinners given by an individual, who uses this jingling server to show his the wealth At times of big dinners a spouted bowl *kamandal* (14) is used to serve *dal* a sauce made from pulses While *wadhi* with a long beak like spout is used for serving clarified butter, *ghee*

The Kathi community of Saurashtra is famous for its brass dowry pots The main pots *dabala* (57) is large three legged with a dome shaped lid The size ranges from 40 cms to 150 cms Clothes, embroidery, bed work and ornaments of the bride are stored in this A conical pot *karandio* (16) is decorated with a peacock figure *Gharu* (43) which looks like a tiffin carrier is a hollow box meant for presenting hair oil A flat box *katodan* (9) has a bowl shaped handle on the top of the lid *Bhadarvo* (91) is a huge pot of a kathi dowry In other communities in Gujarat a huge copper pot filled with sweets is an essential part of the dowry At the time of the actual marriage ceremonies of the Hindus-four stacks of five or seven graded pots either of metal or clay placed at the four a corners of the marriage *pandl* These are not only considered auspicious but an essential element of the chori (4)

At the time of marriage processions a torch is held in front of the bride groom to light up his face This light is fed from an oil bottle *kuppi* which has an archaic shape It is made of leather or gun metal The guests in the procession are welcomed by sprinkling rose water or other scented water over them with a gulabdan (38)

Thus we see the wide range of vessels used in the homes as well as for ritual purposes